મૂલ્ય : ૫ રૂ.
ઓગસ્ટ, ૧૯૮૨
ત્રીજી આવૃત્તિ
નકલ : ૩૦૦૦

પ્રકાશક : શ્રી વિશ્વકલ્યાણ પ્રકાશન ટ્રસ્ટ,
મોજાપીર રોડ, મહેસાણા [ ઉ. ગુજરાત ]

મુદ્રક : બેલા ટાઈપ સેટીંગ વર્કસ

# પ્રકાશકીય....

## ત્રીજી આવૃત્તિનું

આ પુસ્તકની આ ત્રીજી આવૃત્તિ પ્રકાશિત થાય છે. ત્રણ હજાર પ્રત છપાવવી પડી છે! આ પુસ્તક ખૂબ લોકપ્રિય બન્યું છે.

આ પુસ્તકનો અંગ્રેજી અનુવાદ : 'Bury Your Worry' પ્રકાશિત થઈ ગયો છે. [કિંમત : ૧૨ રૂ.]. અંગ્રેજીમાં જ વાંચી શકનારા તમારા સ્નેહી-મિત્રોને ભેટ આપો.

આ પુસ્તક વાંચ્યા પછી તમારે **'તારા સુખને વિખેરી નાંખ'** પુસ્તક વાંચવું જ જોઈએ. તેમાં આવા જ રસપ્રદ અને માર્મિક ચિંતનથી ભરપૂર પત્રો પ્રકાશિત થયા છે. આ પુસ્તકની પણ બીજી આવૃત્તિ પ્રકાશિત થઈ છે.

આ પુસ્તક પર પ્રસ્તાવના લખી આપનારા ગુજરાતના પ્રસિદ્ધ સાક્ષર શ્રીયુત ગુલાબદાસ બ્રોકરનો અને સુંદર મુદ્રણકાર્ય કરી આપનાર બેલા ટાઇપ સેટીંગ વર્કસના માલિકોનો હાર્દિક આભાર માનું છું.

મહેસાણા
૨૪–૮–૮૨

જયકુમાર બી. પરીખ
મેનેજીંગ ટ્રસ્ટી
વિ. ક. પ્ર. ટ્રસ્ટ

# આત્મનિવેદન

રાગ-દ્વેષનાં બંધનોથી મુક્ત થવાની ઇચ્છાવાળા મનુષ્યો મારી આસપાસ ઘણાં છે; તેઓને હું 'મુમુક્ષુ' સમજું છું. તેવા કેટલાક મુમુક્ષુઓ મારા નિકટના પરિચયમાં છે. તેમની સાથેના અવારનવાર થતા વાર્તાલાપ, તત્ત્વચર્ચા અને પત્ર-વ્યવહારમાં, તેમના મનની વાતો મને જાણવા મળતી રહે છે.

તેઓના માનસિક વિકાસને ધ્યાનમાં રાખીને, તેમના મનના પ્રશ્નોનું સમાધાન શોધતો રહું છું. વાત્સલ્ય અને કરુણાથી પ્રેરિત ચિંતન-મનન જ્યારે ઉદ્ભવે છે, ત્યારે પ્રશ્નોના પહાડ ઓગળી જાય છે અને સમાધાનની સરિતા વહેવા માંડે છે! એવા ચિંતનને શબ્દો ને વાક્યોના ભાજનમાં ભરી લઈ 'જીવનદૃષ્ટિ' નામે લખી નાખું છું.

હું આ પત્રો સીધા હિન્દી ભાષામાં જ લખું છું. 'અરિહંત' માસિકમાં આ પત્રમાળા પ્રકાશિત થતી રહે છે. હિન્દી સાહિત્ય જેમને વાંચવું નથી ફાવતું કે નથી ગમતું, તેવા ઘણા મુમુક્ષુઓ આ પત્રોને ગુજરાતીમાં ઇચ્છે છે; માટે એ પત્રોનું ગુજરાતી-કરણ કરાવી પુસ્તક રૂપે તેનું પ્રકાશન કરવામાં આવ્યું છે.

આ પત્રો 'અરિહંત'ના નિયમિત વાચકોને ખૂબ પ્રેરણાદાયી બન્યા છે. કેટલાક વાચકોના પત્રો મારા ઉપર આવેલા છે અને આવે છે. જ્યારે, ક્યારેક 'અરિહંત'માં પત્ર નથી છપાયો હોતો, તો મુમુક્ષુઓ નારાજ થાય છે.

અલબત્ત, હું એમ કહેવાની ધૃષ્ટતા તો નહીં કરું કે મનુષ્યની તમામ સમસ્યાઓનું સમાધાન હું કરીશ. પરંતુ મારી એ મનઃકામના જરૂર છે કે જીવોના મન સ્વસ્થ, સ્વચ્છ અને

તંદુરસ્ત બને તે માટે હું વધુમાં વધુ ઉપયોગી બનું, કારણ કે હું 'મનઃસમાધિ' ચાહું છું, તે મનઃસમાધિ મને ત્યારે જ મળે કે હું બીજા જીવાત્માઓની મનઃસમાધિમાં નિમિત્ત બનું.

વર્તમાન રાજકીય, સામાજિક અને પારિવારિક પરિવર્તનોમાં મનુષ્ય વધુ ને વધુ સમસ્યાઓમાં ઘેરાતો જાય છે. વધુ ને વધુ અસ્વસ્થ અને બેચેન બનતો જાય છે. એમાંથી મુક્ત થવા મનુષ્ય વધુ ને વધુ વ્યસનો સેવતો જાય છે.... આ વિષચક્રમાં ફસાયેલા કરોડો માનવોને જો તત્કાલ બચાવના ઉપાયો કરવામાં નહીં આવે તો....માનવી જીવન હારી જશે, તેનું અધઃપતન થશે.

સારા પ્રત્યે મૈત્રીભાવને ધારણ કરનારા મુનિવરો જ્યારે મળે છે, જ્યારે તેમના પત્રો આવે છે ત્યારે તેઓ આ ચિંતા વ્યક્ત કરે છે. સાધુજીવનમાં પણ અશાંતિ અને અસમાધિના કીટાણુઓ પ્રવેશી ગયા છે. જો સત્વરે એ કીટાણુઓને દૂર કરવામાં નહીં આવે તો જીવન-વહાણમાં અસંખ્ય કાણાં પડી જશે....તે વહાણ તરે નહીં કે બીજાને તારે નહીં.

બુદ્ધિમાન મનુષ્યના મનની માવજત થવી અતિ આવશ્યક છે. જ્ઞાની પુરુષ પોતાના મનની માવજત સ્વયં કરે, પરંતુ જે જ્ઞાની નથી એવા તેમનું શું ? પ્રેમ, કરૂણા વાત્સલ્યથી સાધક આત્માઓને મનઃસમાધિ આપવી અનિવાર્ય છે....ગુરુજનો આ અનિવાર્યતાને સ્વીકારશે ખરા ?

જયવીતરાગ !

ફલોદી,
દશેરા, ૨૦૩૩

ભદ્રગુપ્તવિજય

# પ્રસ્તાવના :

મુનિ શ્રી ભદ્રગુપ્તવિજયજી [પ્રિયદર્શન]એ થોડા મુમુક્ષુઓને ઉદ્દેશીને પત્રરૂપે થોડા લેખો લખ્યા. તેમાં તે તે મુમુક્ષુઓને મૂંઝવતી પરિસ્થિતિઓનું તેમણે પૃથક્કરણ પણ કર્યું, અને તે તે મૂંઝવણોમાંથી હટી જવાનો માર્ગ પણ સૂચવ્યો. આ બધા પત્રો હિંદી ભાષામાં 'અરિહંત' નામના માસિકમાં છપાતા હતા અને ખૂબ લોકપ્રિય બન્યા હતા. ગુજરાતીભાષી વાચકોને પણ લાભ મળે એટલા ખાતર તે પત્રોનું ગુજરાતી કરવામાં આવ્યું. પરિણામરૂપે વિ. સં. ૨૦૩૪માં એ પત્રો પુસ્તકરૂપે પ્રસિદ્ધ થયા. પુસ્તકનું નામ : **તારા દુઃખને ખંખેરી નાખ.**

આજે વિ. સં. ૨૦૩૫ ચાલે છે. આટલા ટૂંકા ગાળામાં એ પત્રો સમાવતા પુસ્તકનું પુનઃ સંસ્કરણ થાય છે એ જ બતાવે છે કે એ લખાણ કેટલું લોકપ્રિય બન્યું છે, અને તેમાંથી મુમુક્ષુઓને પોતાનું જીવન ઘડવા માટેનું કેટલું બધું ભાથું મળી રહે છે!

આજના જમાનામાં માણસ અનેક સમસ્યાઓથી પીડાતા હોય છે. અનેક પરિસ્થિતિઓ તેને મૂંઝવતી રહેતી હોય છે. તે સારો હોય છતાં તેને એ બધામાંથી કશો માર્ગ સૂઝતો હોતો નથી. અહીંથી ત્યાં અને ત્યાંથી અહીં તે

દિશાશૂન્યની માફક રઝળતો રહેતો હોય છે, અને કંઈ કરતાં કંઈનો કશો અર્થ પામી શકતો હોતો નથી.

એવે સમયે જેમની વૃત્તિઓ સ્થિર થઈ હોય, જેમની દૃષ્ટિ નિર્મળ હોય અને જેમનું જીવન માનવકલ્યાણાર્થે સમર્પિત થયું હોય એવી કોઈ વ્યક્તિ આ મૂંઝાતા, અથડાતા, કૂટાતા માનવીને માર્ગદર્શન કરે તો તે કેટલું બધું આવકાર્ય બની રહે!

મુનિશ્રી ભદ્રગુપ્તવિજયજીએ તેમના આ નાનકડા પુસ્તક દ્વારા એના માર્ગદર્શક બની રહેવાનો નમ્ર પુરુષાર્થ કર્યો છે. વિધવિધ પ્રકારના પત્રો દ્વારા તેમણે વિધવિધ મુમુક્ષુઓને પ્રેમપૂર્વક સાચો રાહ ચીંધવાનો પ્રયત્ન કર્યો છે. તેમાં ક્યાંય તેમણે નિરર્થક રીતે પોતાનું જ્ઞાન પ્રદર્શિત કરવાનો ઉપક્રમ નથી કર્યો કે પોતે કોઈક ઊંચી કક્ષાનો જીવ હોય અને નીચે પડેલા જીવોના ઉદ્ધારના માટે પોતાની વાણી વહેવડાવી રહ્યા હોય એવું મોટેરાપણાનું વલણ અપનાવ્યું નથી, એક ભાઈ બીજા સાથે વાત કરી રહ્યો હોય, એક મિત્ર બીજા મિત્રને સાચો માર્ગ દર્શાવી રહ્યો હોય, અને પ્રેમપૂર્વક મિત્રને જરાપણ માઠું ન લાગે તેવી રીતે ભૂલો ચીંધીને તેને સાચા માર્ગે પ્રેમપૂર્વક, વાળી રહ્યો હોય તેવું નિર્દંભ અને નિર્ડંખ આ લખાણ છે.

એટલે જ સ્વાભાવિક રીતે જ, એ લખાણ વાચકોનો આટલો પ્રેમ મેળવી શક્યું છે અને પુનઃમુદ્રણ પામી શક્યું છે. એ જ એની સાર્થકતા છે, એના કર્તાની પુણ્ય યાત્રા છે અને એના વાચકની ધન્યતા છે.

પૂજ્ય મુનિશ્રી દીર્ઘકાળપર્યંત આ રીતે પોતાના આત્મકલ્યાણની સાથે સાથે માનવકલ્યાણ પણ સાધતા રહો.

વિલેપાર્લે, મુંબઈ
તા. ૧૮-૪-૭૯

ગુલાબદાસ બ્રોકર

  

* પહેલી વાત તો એ કે તારે તારી જીવનદૃષ્ટિ જ બદલવી પડશે...જો તું જીવનદૃષ્ટિ બદલીશ તો બધી સમસ્યાઓનું સમાધાન તું પોતે જ કરી શકીશ.
* તું હવે સુખી થવાની ઇચ્છા જ છોડી દે! તારાથી બની શકે તેટલું બીજા જીવોને સુખ આપવાનું શરૂ કરી દે.
* 'દુનિયા સ્વાર્થી છે' એવું ન વિચારીશ. 'દુનિયાના બધા જીવો મારા મિત્ર છે.' એવું વિચારજે.

## પત્ર | ૧

પ્રિય મુમુક્ષુ,

ધર્મલાભ !

તારો પત્ર મળ્યો. વાંચીને પ્રસન્નતા અનુભવી. પરમાત્મા જિનેશ્વરદેવની અચિંત્ય કૃપાથી અહીં કુશળતા છે.

તેં પત્રમાં લખ્યું છે કે, "મા-બાપ, ભાઈ-બહેન, પત્ની, સગાં-સંબંધી બધા જ સ્વાર્થી છે. ક્યારેક ક્યારેક તો સૌ સાથે

સંઘર્ષ થઇ જાય છે. એ સૌ પ્રત્યે મને ઘૃણા જેવું થઈ ગયું છે..." વગેરે...

પહેલી વાત તો એ કે તારે તારી દૃષ્ટિ બદલવી પડશે. ઉપકારી – મહાન ઉપકારી એવાં મા–બાપને તું 'તેઓ સ્વાર્થી છે'–ની દૃષ્ટિથી જુએ છે. કેવી અશુદ્ધ, મલિન છે આ દૃષ્ટિ? તું માતાને 'સ્વાર્થી' જુએ છે, ગણે છે તો, જ્યારે જ્યારે તું એમની પાસે જતો હોઈશ, ત્યારે તેમનો વિનય, તેમની સેવા–ભક્તિ અને તેમના પ્રત્યેનાં ઉચિત કર્તવ્યોનું પાલન તો થતું જ નહિ હોય! કેમ ખરું ને?

પ્રિય! તું એટલા માટે અશાંત છે કે તું તારી જનેતાને શાંતિ નહીં આપતો હોય. તારા જીવનમાં એટલા માટે આટલા બધા સંઘર્ષ આવે છે કે તેં માતાને ભાવમંગલ નથી માની અને તેનાં વાત્સલ્યપૂર્ણ આશીર્વાદ તને નથી મળ્યા! તું એટલા માટે હેરાન છે કે તેં ક્યારેય પણ માતાના ઉપકાર યાદ નથી કર્યા!

જેમને ઉપકારી સમજવાના છે, જે અસલમાં મહાન ઉપકારી છે; તેમને 'સ્વાર્થી' માનવા, તે કેટલું મોટું પાપ છે? ઉપકારીના ઉપકારો ભૂલી જનાર માણસ, મોક્ષ-માર્ગની આરાધના કરી જ ન શકે. ધર્મક્ષેત્રમાં તેને પ્રવેશ પણ ન મળે. એવા માણસને ધર્મ કરવાનો કોઈ અધિકાર નથી.

એક વાત તું મને કહીશ? 'મા–બાપ વગેરે સ્વાર્થી છે' આ તેં ક્યાં સાંભળ્યું? ક્યાં વાંચ્યું?

પોતાના જ સ્વાર્થો સિદ્ધ કરવાની ઇચ્છાવાળાઓને, જ્યારે તેમનો સ્વાર્થ સધાયો નહિ, સ્વાર્થપૂર્તિના માર્ગમાં તેમને મા-બાપ કે બીજા કોઇ પણ સ્વજન અવરોધરૂપ જણાયાં ત્યારે તેઓ બરાડી ઊઠ્યા: 'આ બધા જ સ્વાર્થી છે, આ બધા મતલબી છે!' હકીકતમાં આમ ચીસો પાડનારા પોતે જ સ્વાર્થી છે, આપ-મતલબી છે! માતાએ, પિતાએ, ભાઇએ, બહેને, પત્નીએ, પુત્રે, મિત્રે કોઇએ તેનો સ્વાર્થ પૂરો ન કર્યો, તે નિરાશ થઈ ગયો. એથી એને સૌ સ્વજનો-સ્નેહીઓ પ્રત્યે દ્વેષ થઈ ગયો અને તે બરાડી ઊઠ્યો: 'એ બધાં જ સ્વાર્થી છે!'

વ્હાલા મુમુક્ષુ! સાચી વાત કહું? માણસની સ્વાર્થ-દૃષ્ટિ જ બીજાને સ્વાર્થી જુએ છે! તારો કોઇ સ્વાર્થ છે, તારા મનમાં કોઈ સુખ મેળવવાનો સ્વાર્થ છુપાયેલો છે-એ સ્વાર્થ, એ વાસના તારાં મા-બાપ આદિ પૂરી નથી કરતાં તેથી તે સૌ તારી નજરે 'સ્વાર્થી' છે, એથી એમના માટે તારા મનમાં ઘૃણા પેદા થઈ છે અને તેથી જ તેમની સાથે અવિનય-અવિવેક અને સંઘર્ષ ચાલુ રહે છે!

પ્રિય! દૃષ્ટિ બદલ. એવી દૃષ્ટિ શું કામની કે જે આપણને ચિત્તપ્રસન્નતા ન આપે? જે આપણને મૈત્રી-ભાવના પવિત્ર જલમાં સ્નાન ન કરવા દે? જે આપણને વાસ્તવિક મોક્ષમાર્ગ પણ ન જોવા દે? દૃષ્ટિ બદલતાં, મા સ્વાર્થી નહિ જણાય, ઉપકારી જણાશે! માતા ગુણ-ભંડાર દેખાશે! તું તારા સુખ માટે માતાનો તિરસ્કાર

કરી તેને ન તરછોડતાં, માતાના સુખ માટે તું તારા પોતાનાં સુખોનો ત્યાગ કરજે. એ સુખ–ત્યાગ તારું પરમસુખ બની રહેશે.

હું જાણું છું, તારે કેટલીક કૌટુંબિક સમસ્યાઓ છે. હું તારી એ બધી જ સમસ્યાઓનો તો નહિ, પરંતુ મારાથી શકય બને તેટલી વધુ સમસ્યાઓનું સમાધાન કરવાનો પ્રયત્ન કરીશ. જો તું દૃષ્ટિ–જીવનદૃષ્ટિ બદલીશ તો બધી જ સમસ્યાઓનું સમાધાન તું પોતે જ કરી શકીશ. એ માટે તારે કોઇ વિશેષ પ્રયત્ન નહિ કરવો પડે. સમસ્યાઓનું આપોઆપ સમાધાન થઇ જશે. દૃષ્ટિ બદલાતાં સમસ્યા જ નહિ રહે!

મા–બાપ આદિ કુટુંબીજનો પાસેથી સુખ મેળવવાની દૃષ્ટિ અર્થાત્ 'બધા જ કુટુંબીઓએ મારાં સુખ અને શાંતિનો વિચાર કરવો જોઇએ. મને સુખ આપવું જોઇએ.' આ દૃષ્ટિ જ ભયંકર છે. તું કહીશ : 'શું માણસ સુખ નથી ઇચ્છતો? સુખ વિના તે જીવન જીવી શકે?' તારી વાત સાચી છે. દરેક માણસ સુખ ઇચ્છે છે અને સુખી જીવનની ઇચ્છા પણ સ્વાભાવિક છે. પરંતુ એક સત્ય, એક સિદ્ધાંત તું તારી ડાયરીમાં નોંધી લે :

**સુખ મળવું પોતાના પુણ્યને આધીન છે.**
**સુખ આપવું આપણા ગુણોને આધીન છે.**

સુખ મેળવવાની ઇચ્છા નહિ કરે તો પણ સુખ મળશે, જો તારું 'પુણ્યકર્મ' (શુભ પ્રારબ્ધ) ઉદયમાં

આવશે તો. સુખ આપવામાં તું સ્વતંત્ર છે, સુખ મેળવવામાં નહિ. સુખ મેળવવા માટે તું કુટુંબ તરફ નજર માંડે છે! મારું તો તને એ કહેવું છે કે તું હવે સુખ મેળવવાની, સુખી થવાની ઇચ્છા જ છોડી દે! તારાથી થઈ શકે તેટલા બીજા જીવોને સુખ આપવાનું શરૂ કરી દે. સ્વાર્થનું આ માટે વિસર્જન કરવું જ પડશે. તારો સ્વાર્થ નહિ હોય તો તારી દૃષ્ટિમાં મા-બાપ આદિ સ્વાર્થી નહિ જણાય. તું તેમનાં જ સુખનો વિચાર કર. તેમના સુખને માટે તું તારાં સુખોને પણ જતાં કર!

રાજા દશરથનું સુખ જોઈને શ્રી રામે શું પોતાનાં સુખોનો ત્યાગ નહોતો કરી દીધો? કૈકેયીએ પોતાના પુત્ર ભરત માટે અયોધ્યાની રાજગાદી માગી. દશરથ દ્વિધામાં પડી ગયા. રાજ્ય પર અધિકાર છે રામનો, તે માગી લીધો કૈકયીએ! દશરથ કૈકયીથી વચનબદ્ધ હતા. શ્રી રામ પિતાની દ્વિધાને સમજ્યા. પળનો ય વિલંબ કર્યા વિના, વનવાસ સહર્ષ વધાવી લીધો. પોતાના સુખનો જરા સરખો પણ વિચાર ન કર્યો. માત્ર પિતાની મૂંઝવણનો જ વિચાર કર્યો! શ્રી રામે ત્યારે—"માતા કૈકેયી સ્વાર્થી છે, અધમ છે...અન્યાયી છે..." એવું કંઈ પણ મનમાં ન આણ્યું. પિતાજી પ્રત્યે પણ શ્રી રામે કોઇ અનુચિત વિચાર ન કર્યો.

જો શ્રી રામે પોતાનાં સુખોનો વિચાર કર્યો હોત તો બીજી જ કોઈ રામાયણ રચાઇ હોત ને? પોતાનાં જ

સુખોનો વિચાર કર્યો હોત તો પિતા દશરથ સાથે લડત! માતા કૈકેયી સાથે ઝઘડો કરત! રાજ્યના ભાગ પડત અથવા આંતરવિગ્રહ થાત. પરંતુ શ્રી રામના હૈયે મહારાજા દશરથ પ્રત્યે અને માતા કૈકેયી પ્રત્યે કોઈ જ દ્વેષ કે દુર્ભાવ પેદા ન થયો. તેમણે તો પોતાના જ કર્તવ્યનો વિચાર કર્યો. 'આ સંજોગોમાં પિતાજી પ્રત્યે મારું કર્તવ્ય શું છે?' એટલું જ વિચાર્યું. 'પિતાજીનું શું કર્તવ્ય છે, પિતાજીએ શું કરવું જોઈએ?' એવું કંઈ ન વિચાર્યું. અને પોતાનાં સુખોનો તેમણે ત્યાગ કરી દીધો.

'દુનિયા સ્વાર્થી છે'—એવું ન વિચારીશ. 'દુનિયાના બધા જ જીવ મારા મિત્ર છે'—એવું વિચારજે. **મૈત્રીની શરત છે: પરહિતનો વિચાર! બધા જીવોના હિતનો—કલ્યાણનો વિચાર એ જ તો મિત્રતા છે! 'વિશ્વનું કલ્યાણ થાઓ,' વિશ્વના જીવમાત્રનું કલ્યાણ થાઓ.' આ પવિત્રતમ ભાવનાથી પોતાના પ્રિય મનને પ્લાવિત કરો.**

પ્રિય મુમુક્ષુ! આ પત્ર તું શાંતિથી, સ્વસ્થ ચિત્તથી વાંચજે. બે–ત્રણ વખત વાંચજે. વાંચતાં વાંચતા કોઈ જિજ્ઞાસા જાગે તો મને નિઃસંકોચ લખજે.

—પ્રિયદર્શન

તા. ૧–૧૦–૧૯૭૫
ભીવંડી.

* સમજાતું નથી કે તું આટલો બધો વ્યગ્ર અને વ્યથિત કેમ છે...હું તારા કોમળ હૃદયને શાંતિ, પ્રસન્નતા અને પવિત્રતાથી ભરી દેવા માગું છું.
* જીવનની વાસ્તવિકતાનો મુક્ત મનથી સ્વીકાર કર.
* રૂપનું આકર્ષણ અલ્પજીવી હોય છે, જીવનસાથી રૂપવાન હોય એટલા માત્રથી કામ પતી જતું નથી. તે જ્ઞાની, સહિષ્ણુ, ઉદાર અને ગંભીર પણ જોઇએ.

પત્ર | ૨

પ્રિય મુમુક્ષુ,

ધર્મલાભ !

માણસનો આ સ્વભાવ છે કે પ્રતીક્ષા પછી કંઇક મળે તો તેને વધુ આનંદ થાય છે! કેટકેટલી રાહ જોયા પછી તારો પત્ર મળ્યો! જાણે તને મળ્યાનો આનંદ અનુભવ્યો!

તારો પત્ર વાંચતો ગયો ... વાંચતો રહ્યો ... સાદ્યંત વાંચતાં મનમાં થયું કે તું

ઘનઘોર નિરાશાથી ઘેરાઇ ગયો છે. સમજાતું નથી કે તું આટલો બધો વ્યગ્ર અને વ્યથિત કેમ છે ? દુઃખનો દરિયો તારા હૈયે શાથી ઘૂઘવી રહ્યો છે? શા માટે તું આ વેદના અને વિષાદથી વલોવાઇ રહ્યો છે ?

વ્હાલા મુમુક્ષુ ! તું મારામાં વિશ્વાસ મૂકી શકીશ? તારા હૈયા પર છવાયેલી આ કાળીભસ્મર વ્યથા, વેદના અને વિષાદને વિખેરી નાંખવા હું મારાથી બનતું બધું જ કરી છૂટીશ. હું તારા કોમળ હૃદયને શાંતિ, પ્રસન્નતા અને પવિત્રતાથી ભરી દેવા માંગું છું.

તારા પત્રથી એક વાત સાફસાફ જણાય છે કે વડીલો સાથેનો તારો વૈચારિક મતભેદ વધુ ને વધુ ઉગ્ર બનતો જાય છે. તું તારા વિચારોને સાચા માને છે અને તારા વડીલો તેમના વિચારોને !

મુક્તિના ઓ ચાહક ! એક વાત તું મને સાચે-સાચી જણાવીશ ? શું તું ખરેખર તારા કુટુંબીઓમાંથી કોઇ એકાદનો પણ પ્રેમ ચાહે છે ? પણ મને લાગે છે કે તેં તારા મનમાં એક ગાંઠ બાંધી દીધી છે કે ' ઘરમાંથી–ઘરનાનો કોઇનો પણ પ્રેમ નહિ મળે તો ચાલશે, પરંતુ 'એ વ્યક્તિનો' તો પ્રેમ મને મળવો જોઇએ અને મળી રહ્યો છે...' હૈયે હાથ મૂકીને કહેજે, કુટુંબ સાથે વૈચારિક મતભેદનું આ જ કારણ છે ને ? તો ભાઈ મારા ! સાચી વાત તો એ છે કે માણસ જેને પ્રેમ કરે છે, જેની પાસે તે પ્રેમની અપેક્ષા રાખે છે ત્યાં–તેની

સાથે કોઈ પણ પ્રકારનો વૈચારિક કે વ્યવહારિક મતભેદ જનમતો નથી અને જન્મે છે તો તે ઝાઝું ટકતો નથી!

શું તું તારાં માતા-પિતા અને ભાઇ-બેનને એટલા માટે ઠોકર મારવા માગે છે કે તેઓ તારા આધ્યાત્મિક વિકાસમાં આડખીલીરૂપ બની રહ્યા છે? તારી ધાર્મિક ભાવનાઓને તેઓ કચડી રહ્યાં છે એટલા માટે શું તેમને તું છોડી દેવા ઇચ્છે છે? હું તારા કુટુંબીજનોને ઓળખું છું. તેઓ ક્યારેય પણ તારા ધાર્મિક કે આધ્યાત્મિક વિકાસમાં આડે આવે જ નહિ. કદાચ, તારી માતા તો એમ જ ઇચ્છતી હશે કે તું મોક્ષમાર્ગનો પથિક બને.

મારું અનુમાન છે કે તું તારું આત્મહિત સમજ્યા વિના જ કોઈ અહિતકારી પ્રવૃત્તિ કરતો હોઇશ. તને, તારી એ પ્રવૃત્તિમાં તારું હિત અને સુખ જણાતું હશે, જ્યારે તારાં માતા-પિતાને તેમાં અહિત અને દુઃખ દેખાતું હશે. આથી તેઓ તને તારી માની લીધેલી હિતકારી પ્રવૃત્તિ છોડી દેવા સમજાવતા હશે, આગ્રહ કરતા હશે. કેમ બરાબર ને? અને એ સાંભળવું તને નહિ જ ગમતું હોય, સાચી વાત છે, જવાનીનું જોમ જ કંઇક એવું છે...!

મુમુક્ષુ! તારાં માતા-પિતાનો દૃષ્ટિકોણ સમજવાનો પ્રયત્ન કરીશ? તેઓ તારા માટે જે કંઈ વિચારે છે, કહે છે તેમાં શું તને દુઃખી કરવાનો તેમનો ઈરાદો હોય છે! ના. તું જે ડગ ભરી રહ્યો છે તેમાં તેઓ દુઃખના ડુંગર જુએ છે. તેઓ નથી ઇચ્છતાં કે પોતાનો પુત્ર દુઃખી

થાય. તેમને હૈયે તારા માટે ભારોભાર પ્રેમ છે અને પ્રેમ કયારેય પોતાના પ્રિયજનને દુઃખી કરવાનો વિચાર નથી કરવા દેતો. ભલો થઈ તું શાંતચિત્તે તેમના વિચારોને, એ વિચારો પાછળની ભાવનાને સમજ. શકય છે કે તેમના બધા જ વિચારોને તું વધાવી ન શકે. પણ તેથી આપણાં સુખ અને કલ્યાણ ચાહનાર પ્રત્યે ઘૃણા કે તિરસ્કાર કદી ન કરવો. જરા વિચાર, જે વ્યક્તિને તું પ્રેમ કરતો હોય તે જ વ્યક્તિ તારો તિરસ્કાર કરે તો ? તને ધુત્કારે તો ? તારું હૈયું નંદવાઈ જાય ને ? જીવતર ઝેર બની જાય ને ?

તો યાદ કર એ દિવસોને, જે દિવસે તારો જન્મ થયો હતો. તારી માતાએ તને પ્રેમથી પંપાળ્યો હતો. તને અનેક લાડ લડાવ્યાં હતાં. આજની પળ સુધી એ તને પ્રેમ કરતી રહી છે. અને હા, તું પણ તારી માને પ્રેમ કરતો હતો. તેના વિના એક પળ નહોતો રહી શકતો.

અને આજે ? તું એક અજાણી વ્યક્તિના પ્રેમમાં પાગલ બની, નિઃસ્વાર્થ અને નિર્વ્યાજ પ્રેમ કરતી તારી માને તું ઠોકરે મારી રહ્યો છે ! વિચાર તો ખરો ! એ માના હૈયે શું વીતતું હશે ? શું માના હૈયાને સ્મશાન બનાવી તેના ઉપર તું તારી પ્રેયસીનો પ્રેમમહેલ બનાવવા માગે છે ?

શું તારી માતાએ તારા સુખની પળેપળ ચિંતા નથી કરી ? તારી સુખ–સગવડનો તેણે ખ્યાલ નથી કર્યો ? પ્રેમની આથી તે બીજી શું નિશાની હોઈ શકે ?

સુમુક્ષુ ! બુદ્ધિમત્તા તો એમાં જ છે કે તું તારી માતાને વિનયથી, ભક્તિથી, તારા પ્રેમથી તારા વિચારો સાથે સહમત કરી લે, નહિ તો તું તેમના વિચારો સ્વીકારી લે.

આ જ સંદર્ભમાં તને થોડાક પ્રશ્નો પૂછું ? માની લીધું કે તેં એની સાથે લગ્ન કરી લીધાં, લગ્ન બાદ તેની સાથે શું ક્યારેય કોઇ મતભેદ નહિ થાય ? એ સમયે શું તું તેને તરછોડી દઇશ ? તેના વિચારોનો વિરોધ કરતો જીવન જીવે જઇશ ? બોલ, શું કરીશ ? જવાબ આપ. એ સમયે તું શું કરીશ ?

**મારા વ્હાલા સુમુક્ષુ ! જીવનની વાસ્તવિકતાનો મુક્ત મનથી સ્વીકાર કર. જેની સાથે પ્રેમ છે, જેની સાથે જીવન જીવવાનું છે તેના વિચારોને ઉમળકાથી વધાવ. જીવનના જે જે શ્રદ્ધાપાત્ર, ભક્તિપાત્ર અને પ્રેમપાત્ર છે તેઓ સાથે ક્યારેય પણ વાદ-વિવાદ કે વિતંડાવાદ કરીશ જ નહીં.** જો વાદ-વિવાદ થાય છે તો એ વ્યક્તિ શ્રદ્ધાપાત્ર, ભક્તિપાત્ર કે પ્રેમપાત્ર નથી રહેતી.

માનો પ્રેમ અસાધારણ છે. અદ્વિતીય છે એનો પ્રેમ. તેનાં લેખાં-જોખાં અશક્ય છે. તારી કરુણામયી માતાને હું ઓળખું છું. રાત-મધરાત હોય, દુનિયા બધી લગભગ જંપીને સૂઇ ગઇ હોય, તેવી શાંત પ્રશાંત નીરવ રાતના સમયે તું તારી માતાના પ્રેમભર્યા હૈયાની

અને સ્નેહભર્યાં નયનોની કલ્પના કરી જોજે.

તારા આ પત્રના જવાબમાં ઘણું બધું લખી શકાય. પણ પત્રને મર્યાદા હોય છે. બીજું, ક્યારેક લખતાં લખતાં થાકી જવાય છે ત્યારે અનંત આકાશને આંખમાં ભરી લઉં છું. આંખ મીંચાઈ જાય છે અને અનંત સંસારયાત્રાના વિચારોમાં ડૂબી જાઉં છું. પરંતુ આકાશમાં વીજળી ચમકી જાય છે અને ઝબકીને ફરી આગળ પત્ર લખે જઉં છું.

પત્ર ઘણો લાંબો થઇ ગયો છે. હજીય લાંબો થતો જાય છે. વાંચતાં કંટાળો તો નહિ આવે ને? વાંચવો ગમશે ને? જે હોય તે નિઃસંકોચ લખજે. મને તેથી ખરાબ–માઠું નહિ લાગે. લાંબા પત્રો લખવાની મને ટેવ નથી. પરંતુ તને લખવા બેસું છું તો બસ, લખાતું જ જાય છે. લખતો જ રહું છું...મારા પ્રત્યેના તારા પ્રેમનું જ આ પરિણામ છે.

છેલ્લે, ત્રણ–ચાર મુદ્દા લખી પત્ર પૂરો કરું. એ મુદ્દા તું વિચારજે. મનમાં–મનના એકાંતમાં તેને વાગોળજે.

૧ : તારાં માતા–પિતાને શું તારા માટે કોઈ સ્વાર્થ છે? સ્વાર્થ હોત તો તેઓ તને ત્યાગના પંથે જવા માટે પ્રેરણા ન કરત અર્થાત્ તેઓ નિઃસ્વાર્થ છે.

૨ : તેમનો એવો આગ્રહ પણ નથી કે તું ત્યાગી —સાધુ જ બની જાય. સાથોસાથ તેઓ એ પણ નથી ઇચ્છતાં કે તું ત્યાગી ન બની શકે તો ભોગી બની

ભોગમાં જ ડૂબ્યો રહે અને તારો આત્મા દુર્ગતિમાં ધકેલાઇ જાય. તેઓ તારા ગૃહસ્થ જીવનમાં યથોચિત ત્યાગ અને સંયમ ચાહે છે.

૩ : એ તારા વિચારો સાથે સહમત નથી થઈ શકતા તેથી તેમનો તિરસ્કાર કરવો યોગ્ય નથી અને તારા જ વિચારો સાચા છે, એવો આગ્રહ શું યોગ્ય છે?

૪ : જીવનમાં વૈચારિક-સહિષ્ણુતા નહિ હોય તો કોઇની પણ સાથે તને કાયમ નહિ બને. **રૂપનું આકર્ષણ અલ્પજીવી હોય છે. જીવનસાથી રૂપવાન હોય તેટલા માત્રથી પતી જતું નથી. તે જ્ઞાની, સહિષ્ણુ, ઉદાર અને ગંભીર પણ જોઇએ.**

વિશેષ શું લખું ? કૌટુંબિક ક્લેશ શાંત થવો જોઇએ. સૌનાં મન પ્રસન્ન અને મૈત્રીભાવથી સભર હોવાં જોઈએ. **જીવમૈત્રી વિના કોઈ પણ ધર્મક્રિયા 'અમૃતક્રિયા' બની શકતી નથી.** તમામ જીવો પ્રત્યે મૈત્રીની ભાવના દૃઢ બનવી જોઇએ. ઉપકારી પ્રત્યે તો 'પ્રમોદભાવ' પણ હોવો જોઇએ. **તમામ જીવો સાથે મૈત્રીભાવ ભાવનાર શું પોતાનાં ઉપકારી અને હિતકારી માતા-પિતા પ્રત્યે તુચ્છ અને તોછડો વ્યવહાર રાખી શકે ? તેમની ઉપેક્ષા અને અવહેલના કરી શકે?**

બસ ત્યારે, હવે રજા લઉં. તાબડતોબ જવાબ આપીશ ને ? પ્રતીક્ષા સહ...

—પ્રિયદર્શન

ભીવંડી, તા. ૧-૧૧-૭૫

* તારી પાસે આજે જે સુખનાં સાધનો છે તેનું મૂલ્યાંકન કર અને સંતોષી બન. વિરાટ વિશ્વના અસંખ્ય માણસો તરફ જરા નજર માંડ. તારી પાસે જે સુખનાં સાધન છે તે કેટલાની પાસે છે ?
* તું કવિતાની દુનિયાને અથવા ચલચિત્રોની દુનિયાને આધારે તારા ભાવિ જીવનની દુનિયાને બનાવવા માગતો હોય તો સાવધાન ! તું ગંભીર ભૂલ કરી રહ્યો છે.
* વિચારોનો આગ્રહ રાખતાં પહેલાં વિચારોનું સંશોધન કરવું જરૂરી છે.

## પત્ર | ૩

પ્રિય મુમુક્ષુ,

ધર્મલાભ !

તારો પત્ર સમયસર મળ્યો હતો. સંજોગોએ તેનો સત્વરે જવાબ આપવા ન દીધો.

ચિત્ત વધુ પ્રસન્ન થઈ ગયું પત્ર વાંચીને. તારા પત્રમાં સરળતા છે, તથા સ્વાભાવિકતા છે. સાહજિકતા છે. ન દંભ, ન આક્ષેપ. ન ભાષાની ભભક. પત્રમાં તેં

તારું હૈયું ખોલીને મારી સમક્ષ મૂકી દીધું છે. ચિંતા ન કરીશ, તારા ઋજુ હૃદયને કોઈ ઠેસ નહિ વાગે. તારી વેદનાઓ પ્રત્યે મારી સંવેદનાઓ છે જ. તારો અને મારો સંબંધ કોઈ એક સૂક્ષ્મ ભૂમિકા પર બંધાઈ ગયો છે. અને એ જ તો પ્રેરક તત્ત્વ છે આ પત્રગોષ્ઠિનું !

તું તારા વિચારોને અનુકૂળ વાતાવરણ ચાહે છે, ખરું ને ? એવું વાતાવરણ નથી મળતું તેથી તું અજંપો અને અશાંતિ અનુભવે છે, નહિ ? એનો અર્થ એ કે તું મનથી દુઃખી છે. આજ તું એવાં માનસિક દુઃખો અને ભાવિનાં સુખોની કલ્પનામાં ડૂબ્યો છે, એથી તારો વર્તમાનકાળ દુઃખમય બની ગયો છે. તારી પાસે સુખનાં અનેક સાધનો હાથવગાં હોવા છતાંય તું એ સાધનોથી સુખી નથી.

મુમુક્ષુ ! એક વાત ન ભૂલીશ કે સુખના જે કંઈ સાધન સહજરૂપે તને મળ્યાં છે એના અભાવમાં, તારી કલ્પનાનું પાત્ર કદાચ તને મળી ગયું તો ય તું સુખી નહિ થઈ શકે. તારી કલ્પનાનું સ્વર્ગ સદાય વહેંત છેટું જ રહેશે. આમ કહેવાનો આશય એ છે કે આજ તારી પાસે જે અને જેટલાં સુખનાં સાધન છે, તેનું તું મૂલ્યાંકન કર. એ સાધનો મેળવી આપનારાઓનું મૂલ્યાંકન કર.

એક સરસ પ્રસંગ યાદ આવ્યો, સોક્રેટીસના જીવનનો એ પ્રસંગ છે. સોક્રેટીસનો પંદર વર્ષની ઉંમરનો

પુત્ર તેની માતાથી દુ;ખી હતો. પિતા પાસે આવી તેણે કહ્યું:
'હું મા પાસે નહિ રહું !'

'કેમ ?'

'મા મને ત્રાસ આપે છે. મને લડે છે. વઢે છે.'

સોક્રેટીસે કહ્યું : 'બેટા ! તારી માનો એ સ્વભાવ પડી ગયો છે. એના એ સ્વભાવને હું કેટલા બધા વર્ષોથી નભાવું છું ? તારે પણ નભાવી લેવો જોઇએ. યાદ કર : તું જ્યારે બિમાર હતો એ સમયે તારી પાસે રાતદિવસ કોણ બેસતું હતું ? તારી મા જ ને ? તને સમયસર દવા કોણ આપતું હતું ? તારી મા જ ને ? તારા માથા પર 'આઇસબેગ' કોણ મૂકતું હતું ? તારી મા જ ને ? મેં તો તારી કશી જ સેવા નથી કરી. એવી મા પ્રત્યે તું નફરત કરે છે ? આવી માથી તું શું દૂર રહેવા ચાહે છે ?'

પિતાના આ પ્રશ્નોથી પુત્રની મા માટેની કલ્પના જ બદલાઇ ગઈ ! તેને મા પ્રત્યે પ્રેમ અને આદર પેદા થયો.

શું કર્યું સોક્રેટીસે ? પુત્રને સ્વાભાવિક રીતે જ માતાની સેવા મળતી હતી. પરંતુ તેની તેને કોઇ કિંમત ન હતી. સોક્રેટીસે તેનું મૂલ્યાંકન કરી બતાવ્યું.

વ્હાલા મુમુક્ષુ ! એવો કોઈ નિયમ નથી કે એક વ્યક્તિમાં આપણી મનપસંદ બધા જ પ્રકારની યોગ્યતા હોય ! બધા જ ગુણો હોય ! આપણે પોતે પણ ક્યાં સર્વગુણસંપન્ન છીએ ? જે અપેક્ષા આપણે આપણા સ્નેહી-

જનો અને મિત્રો પાસે રાખીએ છીએ, તો શું આપણે તે સૌની અપેક્ષાએ પૂર્ણ કરીએ છીએ ખરા ?

મારું તો તને સ્પષ્ટ કહેવું છે કે તારી પાસે આજે જે સુખનાં સાધન છે, તેનું મૂલ્યાંકન કર અને સંતોષી બન. વિરાટ વિશ્વના અસંખ્ય માણસો તરફ જરા નજર માંડ ! તારી પાસે જેટલાં સુખનાં સાધન છે તે કેટલાની પાસે છે ? તારી પાસે ઘર છે, જ્યારે બીજા કરોડો માણસ બેઘર છે ! તારી પાસે પેટભરપુર ભોજન છે, જ્યારે બીજા કરોડો ભૂખ્યા પેટે જીવે છે ! તારી પાસે પહેરવા કેટલાં બધાં કપડાં છે ? જ્યારે બીજા અનેક માણસો નગ્ન જીવે છે ! તારે મમતામયી માતા છે, પ્રેમપૂર્ણ પિતા છે. સલૂણી બેન છે, વ્હાલસોયા ભાઈ છે. જ્યારે વિશ્વમાં એવાં અસંખ્ય બાળકો છે કે જેમની ન કોઈ મા છે, ન કોઈ બાપ, ન ભાઈ, ન બહેન. સ્વ-જનવિહોણા તેઓ અનાથ...ઘર-ઘર ભટકી રહ્યા છે ! તને કેટકેટલાં માન-સન્માન મળે છે ? કરોડો માણસ એવા છે જેમને લોકો ધુત્કારે છે, તિરસ્કારે છે. તું શરી-રથી નિરોગી છે ! જ્યારે કરોડો એવા બિમાર છે કે પૂરતી સારવાર વિના રીબાઈ રહ્યાં છે ! તારા તન-મનની કાળજી રાખનારા કેટલા બધા છે ? એવી ચિંતા કરનારા કેટલાને હોય છે ? તેં કેટલું સુંદર શિક્ષણ લીધું છે અને શિક્ષણ મેળવવા તને કેટલા બધા સાનુકૂળ સંયોગ મળ્યા છે ? એક નજર દુનિયા તરફ ફેરવ. કરોડો માણસ અશિક્ષિત છે, કરોડોને શિક્ષણ મેળવવા માટે કોઇ જ સાનુકૂળતા નથી !

આ તને એટલા માટે લખું છું કે તું આ બધાનો ઊંડાણથી વિચાર કરે. તને જે કંઈ સારું મળ્યું છે તેનું તું મૂલ્યાંકન કરે.

કેટકેટલું મળ્યું છે આપણને ? કરોડોને નથી મળ્યું તે આપણને મળ્યું છે ! કેવી રીતે આ બધું મળી ગયું ? જે કંઈ મળ્યું છે તે શું તને તારા બાવડાના બળે મળી ગયું છે ? શું કોઈની કરુણાથી, કોઇના ઉપકારથી, કોઇના પ્રેમથી નહિ મળ્યું હોય ?

**—તો છે એ કરુણાની કદરદાની ?**
**—તો છે એ ઉપકારનું મૂલ્યાંકન ?**
**—તો છે સંવેદના એ પ્રેમની ?**

ક્યારેક ક્યારેક મને વિચાર આવે છે કે **જે માણસ પ્રત્યક્ષ કરુણા કરનાર અને નજર સામે જ પ્રેમ કરનારનું મૂલ્યાંકન ન કરતો હોય, તેની કદર ન કરતો હોય તો એવો માણસ પરોક્ષપણે તેનું કલ્યાણ કરનાર અને તેને પ્રેમ કરનાર એવા કરુણાવંત પરમાત્માનું, પરમોપકારી ગુરુજનોનું અને કલ્યાણમિત્રોનું મૂલ્યાંકન કેવી રીતે કરી શકે ?** અને ઉપકારી જનોની કદર ન કરે તો એ શ્રદ્ધાવાન અને જ્ઞાનવાન કેવી રીતે બની શકે ? શ્રદ્ધા, જ્ઞાન અને સચ્ચરિત્રના અભાવમાં તે ચિત્ત—શાંતિ, ચિત્ત—પ્રસન્નતા અને આત્મિક આનંદ કેવી રીતે પામી શકે ? પણ જવા દે આ વાત. ફરી ક્યારેક તેના અંગે વિસ્તારથી લખીશ.

આ પત્રમાં તો તારા વ્યથિત હૈયાને, વ્યગ્ર મનને એવું કંઈક આપવું છે કે જે પામીને તારું હૈયું હળવું-ફૂલ બને. મનની તારી બધી વ્યગ્રતાઓ વિખરાઈ જાય. પણ આ શક્ય ત્યારે જ બને કે હું તને જે આપું તેનો તું સ્વીકાર કરે તો જ. મને વિશ્વાસ છે, તું મારી ભેટનો સહર્ષ સ્વીકાર કરીશ.

પ્રિય આત્મજન ! માનસિક દુઃખોથી મુક્ત થવાનો ઉપાય શું ? તેનો કદી વિચાર કર્યો છે ? પોતાની કલ્પના મુજબ પરિસ્થિતિ-સંજોગ ઊભા કરવા તે આપણા હાથની વાત નથી. કવિઓની કવિતાની દુનિયા વાસ્તવિકતાથી હજારો કીલોમીટર દૂર છે. ચલચિત્રોની દુનિયા પણ વાસ્તવિકતાથી લાખો-કરોડો ગાઉ દૂર છે. તું કવિતાની દુનિયાને અથવા ચલચિત્રોની દુનિયાને તારી કલ્પનાની દુનિયા - તારા ભાવિજીવનની દુનિયા બનાવવા માગતો હોય તો, સાવધાન ! વિચારો જો એ કવિતાઓથી, એ નવલકથાઓથી, એ ચલચિત્રોથી ઘડાયા હોય અને એ વિચારો માટે તારો આગ્રહ હોય તો, મારું દૃઢ માનવું છે કે આ દુનિયામાં-વાસ્તવિક દુનિયામાં કોઈની પણ સાથે તારો વૈચારિક કે વ્યવહારિક પાટો નહિ જામે. એથી તારા જીવનમાં હંમેશાં વૈચારિક વિસંવાદ અને વ્યાવહારિક સંઘર્ષ રહેવાનો જ.

વિચારોનો આગ્રહ રાખતાં પહેલાં વિચારોનું સંશોધન કરવું જરૂરી છે. 'એ વિચાર સ્વ-પર માટે હિતકર છે કે

નહિ ? તે તર્કસંગત છે કે નહિ ? એ વિચારનું વ્યવહારિકરૂપે સુંદર, સરળ અને સંવાદી છે કે નહિ ?'—આટલું વિચારવું વિચાર માટે અનિવાર્ય છે. એટલું વિચાર્યા વિના જો વૈચારિક આગ્રહમાં ફસાઈ ગયો તો એ આગ્રહ દુરાગ્રહ બની જશે. અને દુરાગ્રહ તો રાહુથી પણ વધુ ભયાનક ગ્રહ છે!

વ્હાલા મુમુક્ષુ! તું એક કામ કરી શકીશ ? થોડા સમય માટે તું તારા ભવિષ્યની કલ્પનાઓ કરવાનું મૂકી દે. કલ્પનાનું સ્વર્ગ રચવાની રમત મેલી દે. સારો માલ-સામાન ન મળતો હોય; ઈંટ, સીમેન્ટ, લાકડું, લોખંડ વગેરે સારા ન મળતા હોય ત્યારે મકાન બાંધવાની મૂર્ખતા ન કરવી. તું કંઈ મૂર્ખ થોડો છે? તો જ્યાં સુધી જ્ઞાન-શુદ્ધ વિચાર ન આવે ત્યાં સુધી ભાવિના સપનાનો મહેલ ચણવાનો રહેવા દે.

સાથોસાથ ભૂતકાળની એવી યાદોમાં પણ ન ડૂબી જા કે જેથી વેદનાઓથી વલોવાઇ જવાય. મન બેચેન અને બેદિલ બની જાય અને પસાર થતી પળ પણ દુઃખથી નીચોવાઈ જાય.

**વ્હેતી ક્ષણને સુખમય, શાંતિમય અને આનંદમય બનાવવાનો પુરુષાર્થ કર.** એ પુરુષાર્થ કેવી રીતે કરવો તે તને ફરી કોઇ પત્રમાં લખીશ. આજે બસ આટલું જ.

તારાં તન–મન–આત્માની સુખ–શાંતિની કામના સહ.

ભીવંડી, —**પ્રિયદર્શન**
તા. ૫–૧૨–૭૫

* આજે માનવી લગભગ દિશાશૂન્ય બની ગયો છે.
* વ્હાલા મુમુક્ષુ ! તું તારી જાતને ઓળખ. આત્માને જાણ્યા વિના ન કોઇ સમસ્યાનું સ્થાયી સમાધાન મળશે, ન અવિનાશી પ્રકાશ મળશે કે ન તો તન-મનનાં દુખોનો અંત થશે.
* આજે આપણી જીવનવ્યવસ્થા કેટલી બધી વિસંવાદી અને વેરવિખેર બની ગઇ છે !
* મનને અસંખ્ય ઇચ્છાઓથી લાદી ન દે. મુક્ત, સહજ અને સ્વાભાવિક જીવન જીવતાં શીખ.

## પત્ર|૪

પ્રિય મુમુક્ષુ

ધર્મલાભ !

અમે એક પવિત્ર તીર્થ-ધામ-ભગવાન શ્રી મુનિ-સુવ્રત સ્વામીના તીર્થ 'અગાસી'માં આવ્યા છીએ. તીર્થંકર મુનિસુવ્રતનું ભાવ-જગત મારા અંતર-ગગન પર વાદળ બની ઝળુંબી રહ્યું છે. મનમયૂર મારો હર્ષાવેશથી નાચી રહ્યો છે.

આવા તીર્થધામ અતીન્દ્રિય આત્મિક અનુભવોની 'લેબોરેટરી' બની જાય તો ? મારું માનવું છે કે તો જીવન-મુક્તિનો કોઈ અચૂક નવો માર્ગ મળી જાય. નહિ તો એવાં તીર્થોનું શું મૂલ્ય ? તીર્થયાત્રાનું સાફલ્ય, તેની સાર્થકતા અપરાજેય આત્મશક્તિના પ્રાકટ્યમાં, નવી આત્મચેતનાની જાગૃતિમાં અને મનની હજારો મુંઝવણોના નિવારણમાં છે.

પણ આ તો હું મારી વાત માંડીને બેઠો.. તારી વાત કરું. તારો પત્ર મળ્યો. ધ્યાનથી વાંચ્યો. મારા આશ્ચર્યનો પાર નથી. તારા જેવો નવજુવાન નિરાશ કેમ છે ? અલબત્ત, આજે માણસ લગભગ દિશાશૂન્ય બની ગયો છે. પરંતુ હું પૂછું : ભીતરના કામ, ક્રોધ આદિ આસુરી બળોથી હારી થાકીને પરાજયનાં રોતલ ગાણું ગાતા રહેવામાં અનંત આત્મશક્તિનો શું અનાદર નથી ? સાચી વાત તો એ છે આપણી બધી બાહ્ય નિર્બળતાઓને ખંખેરી નાંખી આત્મશક્તિને સુગ્રથિત અને સંગઠિત કરવી જ પડશે.

આજે મારે તને આ જ લખવું છે : आत्मानं विद्धि '–ઉપનિષદ્ના ઋષિનું આ વેણ કેટલું યથાર્થ છે ! આત્માના અજ્ઞાનમાંથી જ તમામ દુઃખો જન્મે છે. તું તારી જાતને ઓળખ. સ્વને ઓળખ્યા વિના બીજાને કેવી રીતે જાણી શકીશું ? વાસ્તવમાં – વાસ્તવિક રૂપમાં નહિ જ જાણી શકાય.

તારી આ સમસ્યા અથવા માન્યતા મેરુ જેવી અચળ છે કે 'મને – મારા વ્યક્તિત્વને કોઈ જ સમજતું

નથી. મારી ઇચ્છાઓ–મારી ભાવનાઓને જાણવાની કોઇને પડી નથી...'

માણસ પોતાની માન્યતામાં અડગ રહે–રહી શકે છે, કારણ કે એ સ્વતંત્ર છે. પરંતુ તેની માન્યતા સાચી છે કે ખોટી, યથાર્થ છે કે ભ્રાન્ત, તેનો તો નિર્ણય થવો જોઇએ ને ? બધાની બધી જ માન્યતાઓ સમ્યક્–સાચી જ હોય છે, એવું તો તું નથી માનતો ને ? મને લાગે છે કે તારે તારી આ માન્યતાનો પુનર્વિચાર કરવો જોઇએ. તેનો શુભારંભ 'आत्मानं विद्धि' 'know thyself'થી થવો જોઇએ. 'अप्पदीपो भव'થી તેની શરૂઆત થવી જોઇએ.

સબૂર ! આ દિવ્ય પુનર્વિચાર કરશે કોણ ? તું કરીશ ! તું એટલે કોણ ? 'તું' એટલે અત્યારે જેને તું સમજી રહ્યો છે તે નહિ, પણ 'તું' એટલે આત્મા ! આત્મભાવમાં જ આત્માને ઓળખી શકાય. 'आत्मा आत्मानं वेत्ति' – આત્મા આત્માને જાણે છે, જુએ છે. **આત્માને જાણ્યા વિના ન કોઇ સમસ્યાનું સ્થાયી–શાશ્વત્ સમાધાન મળશે, ન અવિનાશી પ્રકાશ મળશે કે ન તો તન–મનનાં દુઃખોનો અંત થશે.**

વ્હાલા મુમુક્ષુ ! તું તારા 'સ્વ'ને–અનંત ચૈતન્ય-શક્તિના સમ્રાટને જાણ. અને તું જો કે તે પછી તારું વ્યક્તિત્વ કેવું વિકસે છે ! **તું એ નોંધી રાખ :**

**આપણી ભીતર એક ધ્રુવ, શાશ્વત્ અખંડ અસ્મિતા છે. તેની સાથે એકાકાર બનવાનું છે. એમ થતાં પળપળ પલટાતા માનસિક વિચારો, બહારના તમામ સંજોગોની ચડ-ઊતર બધું જ દુઃખમય ઉપશાંત થઈ જશે. આત્મામાં એકરૂપ એકલીન થતાં હર્ષ અને શોક ઇત્યાદિ બધા જ દ્વંદ્વો દૂર થઇ જશે. રહેશે માત્ર જ્ઞાતા અને દૃષ્ટા !**

ન માલૂમ આપણી જીવન-વ્યવસ્થા કેટલી બધી વિસંવાદી અને વેર-વિખેર બની ગઈ છે ! આપણાં ભીતરની ભોમકા ન જાણે કેવી દુષિત અને દોષિત બની ગઈ છે ! જે કંઇ થઇ રહ્યું છે તે બસ દૈહિક અને મનની ભૂમિકાથી, કે જે ભૂમિકા અજ્ઞાનથી આવૃત્ત છે. નથી રહ્યો જ્ઞાતાભાવ, નથી રહ્યો દૃષ્ટાભાવ. **કર્તાભાવ અને ભોક્તાભાવમાં આપણે ખૂબ જ ખરાબ રીતે ખરડાઈ ગયા છીએ.**

પ્રતિપક્ષી અહંકારી છે, તો અહંકાર આપણો જવાબ છે. પ્રતિપક્ષી રાગી-દ્વેષી છે, તો આપણો પ્રત્યુત્તર પણ રાગ-દ્વેષ છે ! પ્રતિપક્ષીના અત્યાચારનો આપણો જવાબે ય અત્યાચાર છે ! આ છે આપણી ક્રિયા અને પ્રતિક્રિયા ! આ જ છે આપણા આઘાત અને પ્રત્યાઘાત ! આમાં ક્યાંય આત્મજ્ઞાન શોધ્યું જડે છે ખરું ?

પ્રિય મુમુક્ષુ ! આ સનાતન સત્ય છે : અખંડ અને

અતૂટ આત્મનિષ્ઠા—આત્મશ્રદ્ધા વિના, પળેપળની આત્મ-જાગૃતિ વિના વ્યક્તિ-વ્યક્તિ વચ્ચે સુસંવાદિતા—સમ્યક્ સંબંધ સ્થપાતો નથી. પાયાની આ વાત છોડીને, તેનાથી વિપરીત જ્ઞાન—વિજ્ઞાન દ્વારા નિર્ધારિત કૌટુંબિક, સામાજિક કે રાષ્ટ્રીય વ્યવસ્થા દાંભિક અને દમિયલ વ્યવસ્થા જ હોવાની.

એક આડ વાત વચમાં કરી દઉં. આ પત્ર વાંચી મારાથી નારાજ ન થઈશ. 'મને કોઈ જ સમજતું નથી.' એ તારી માન્યતાને મારા માટે પણ લાગુ ન પાડી બેસીશ. તને હું સમજુ છું. સમજીને જ તને સમજાવવાનો આ પ્રયત્ન કરું છું. તારાં સ્થિતિ—સંજોગોથી હું અજાણ નથી. તારા પ્રત્યે મારો મૈત્રીભાવ અને કરુણાભાવ અસ્ખલિત વહે છે. માત્ર તારા પ્રત્યે જ નહિ, સકલ સચરાચર પ્રત્યે પણ.

હા તો આત્મબંધુ ! નિરીહભાવથી જીવન જીવ. ઇપ્સિત આપોઆપ ચરણ ચૂમશે. મનને અસંખ્ય ઇચ્છા-ઓથી લાદી ન દે. ઇચ્છાઓથી મુક્ત, સહજ અને સ્વા-ભાવિક જીવન જીવ. આ કંઈ અશકય – અસંભવ નથી. રામચંદ્રજીએ વનવાસ જવાનો નિર્ણય કર્યો ત્યારે સહજ સ્વાભાવિકતાથી નીકળી પડયા હતા. સીતાજી પણ એટલી જ સ્વાભાવિકતાથી તેમની પાછળ પાછળ ચાલી નીકળ્યાં હતાં. જાણે છે એમના વનવાસનું જીવન ? કેટલા નિરીહ-ભાવથી તેમણે જંગલનું જીવન જીવ્યું હતું ? અને લક્ષ્મણ ? તેમને ન તો પોતાના સુખની સ્પૃહા હતી

કે ન તો પોતાના સ્વતંત્ર વ્યક્તિત્વનો વિકાસ કરવાની કામના ! નિષ્કામભાવથી લક્ષ્મણ રામચન્દ્રજીને અનુસરી રહ્યા હતા.

રામ–લક્ષ્મણ માટે જે સંભવિત બન્યું તે શું આપણા માટે સંભવિત નથી ? તું કહીશ : 'ના બાબા ! મારા માટે તો એ શક્ય નથી.' કશો વાંધો નહિ. વાસનાઓનાં વનમાં ભૂલો પડેલો માણસ બીજું વિચારી પણ શું શકે ? પછી એ તું હોય, હું હોઉં કે બીજો કોઈ !

પ્રિય મુમુક્ષુ ! કાન માંડી જરા ભીતરની પુકાર સાંભળી લે. તું જ્યાં સુધી ચીસાચીસ કરતો રહીશ ત્યાં સુધી તું ભીતરની પુકાર નહિ સાંભળી શકે. તો તું તારી ચીસો બંધ કર. શાંત અને સ્થિર બની તારા ભીતરને સાંભળ :

**'અરે ઓ પુરુષ ! શું તું મને ભૂલી ગયો ? ખુદ તારી જ અર્ધાંગનાને વિસરી ગયો ? ઓળખ ઓ પુરુષ! મને ઓળખ ! મારા તરફ આંખ માંડ. બરાબર ધ્યાનથી મને નિરખ ! હું...જ તારી ચેતના છું...તારી શાશ્વત્ સહચરી છું. વલ્લભા છું...હું તારી છું. મને છોડીને તું ક્યાં આથડી રહ્યો છે ? કઇ ચાહમાં તું ભટકી રહ્યો છે ?...આવ ! મારી પાસે આવ ! શું જોઇએ તારે ? હું તને તારું મોં માગ્યું બધું જ આપીશ...તારું અસ્તિત્વ ઓળઘોળ થઈ**

**જાય તેવો તને પ્રેમ કરીશ...બહાર વ્યર્થ ભટક મા! ...તારી મુક્તિ અહીં જ છે...તારી પૂર્ણતા પણ અહીં જ છે...હું જ તારી એકમેવ પ્રિયતમા છું, પ્રકૃતિ છું તારી હું...'**

સંભળાય છે ભીતરની આ આરઝુ? પામવું છે જે ભીતરમાં છે તે? કેવી કરુણતા? આત્માની પુકાર આત્મા જ નથી સાંભળતો!! જડ ઇંદ્રિયોનો પોકાર સાંભળવામાં, ઇન્દ્રિયોની માગણીઓ પૂરી કરવામાં અને તેની જ માવજત અને ચરણચંપીમાં 'પુરુષ' ખોવાઈ ગયો છે...

આત્મભાવના આલોકમાં તું તારા આત્માને અવલોકજે. આત્મપરિણતિના પ્રકાશમાં તું તારી ઇચ્છાઓને જોજે. એ પ્રકાશમાં તને તારી ઇચ્છાઓનો પરિચય થશે કે તે સમ્યક્ છે કે મિથ્યા.

આવી રહેલા યાત્રિકો હવે વધુ લખવા દે તેમ નથી. તેમના આત્મભાવને પણ જાગ્રત કરવો છે. આથી આટલેથી જ અત્યારે અટકું છું. વધુ તારા પત્રની પ્રતિક્રિયા બાદ.

—પ્રિયદર્શન

અગાસી,

તા. ૬-૧-૭૬

* એક જ વ્યક્તિ કે બે–ચાર વ્યક્તિઓ માટે જીવવું એમાં તો નરી ગતાનુગતિકતા છે. આ માનવજીવન તો જીવમાત્રને પ્રેમ, સ્નેહ અને કરુણાનું દાન કરવા માટે છે. સ્થૂલમાંથી સૂક્ષ્મમાં જવા માટે આ જીવન છે.
* પ્રેમ એક વ્યક્તિમાં પૂરાઇ જાય છે ત્યારે બીજા અનંત જીવો પ્રત્યે વહેતો નથી, એ પ્રેમ વાસના બની જાય.
* જીવન જીવવાની આ એક દિવ્યદૃષ્ટિ છે. પોતાના પ્રેમને નિર્બંધ રાખો...પ્રેમને જીવ-માત્ર પ્રત્યે વહેવા દો.

## પત્ર | ૫

પ્રિય મુમુક્ષુ

ધર્મલાભ !

તારો પત્ર આવતાં અગાઉ જ મને એક એવી ઝાંખી થઈ હતી કે તું પત્રમાં આમ જ લખીશ. આજનો તારો પત્ર વાંચતાં મારી એ ઝાંખી સાચી પડી, તેથી આનંદ દ્વિગુણીત બન્યો.

તું તારા સુખ માટે, વિકાસ માટે એવું પાત્ર– એવી વ્યક્તિ શોધી રહ્યો

છે કે જે મળવાથી તારા જીવનમાં સુખ અને શાંતિ, આનંદ અને પ્રસન્નતા મળે! તારો મનપસંદ વિકાસ થાય! સાથે તારી એ પણ ભાવના છે કે એ વ્યક્તિને પણ તારાથી સુખ-શાંતિ અને આનંદપ્રસન્નતા મળે...

મારી પણ એ જ સતત ભાવના અને પ્રાર્થના રહી છે કે તું સુખી બને, પ્રસન્ન રહે અને તારી ઉન્નતિ થાય! પરંતુ આટલાથી જ જીવનની સાર્થકતા મને પ્રતીત થતી નથી. આવી ઇચ્છા—પોતે સુખી થવાની ઇચ્છા બે-ત્રણ સ્વજનોને સુખી કરવાની ઇચ્છા—નું કોઇ વિશેષ મહત્ત્વ નથી. એવી ઇચ્છા તો પશુઓમાં પણ જોવા મળે છે.

તું તારો પ્રેમ, તારી કરુણા, તારું બધું જ શું એકાદ બે ગણીગાંઠી વ્યક્તિને જ આપીશ? શું તું માત્ર તારી જ વેદના અને વ્યથાને જોઈશ? કોઈ ગરીબની ઝુંપડીમાં રડતા-કકળતાને શું તું નહિ જુએ? એવાં અનાથ ગરીબ બાળકોનું કોણ? એનો શું તું વિચાર નહિ કરે? એક બુદ્ધિશાળી અને જાગ્રત યુવાન થઈને, પેલા કરોડો માણસોનો કે જેઓ અનંત અભાવમાં ભૂખ-તરસ, રોગ-શોક, આધિ-વ્યાધિ અને આક્રંદમાં મજબૂરીથી જીવી રહ્યા છે, તેમના તરફ શું નહિ જુએ? તેમનો વિચાર નહિ કરે શું તું એટલો બધો આપમતલબી બનીને જીવીશ? શું તું પેલા કરોડો દીનદુઃખી, અનાથ-અસહાય જનોનાં આંસુ નહિ લૂંછે?

પ્રિય! એટલું જ નહિ, તારી દૃષ્ટિને ચૌદ રાજ

લોક સુધી વિસ્તારી દે. અગણિત પશુ-પંખીઓ અને નારકોનો પણ વિચાર કર. તેમની અસહ્ય, અકથ્ય વેદનાઓને જો, નરકની વૈતરણીમાં જેઓ પોતાના જ લોહીની ઉકળતી કઢાઈમાં તળાઈ રહ્યા છે...કેટલી અસહાયતા? કેવો પરિતાપ? કેટલી યંત્રણા? અને કેવો સંતાપ?

અને પેલા સૂક્ષ્માતિસૂક્ષ્મ નિગોદના જીવોનો તો જરા વિચાર કર! એક જ શ્વાસમાં અનેક જન્મ અને મરણ! કેવું દારુણ અને ભયંકર દુઃખ!! વ્હાલા! ઘડીક આંખ બંધ કરીને જો...આપણે પણ અનંતકાળ સુધી અંતહીન યાતનાઓ, એ બધી દુર્ગતિઓમાં વેઠી છે. **શું તું એ અનંત-અસંખ્ય જીવાત્માઓને વેદના અને યંત્રણામાં તેમજ સતત મોતથી ય બદતર જીવન જીવતાં જોઈ શકીશ? જીવમાત્રની આ ઘનઘોર વ્યથાઓને જાણવા છતાંય શું તું પથારીમાં સુખેથી સૂઇ શકીશ?**

સંસારના જીવોને આવી ઘોર યંત્રણાઓમાં પીલાતા અને ચીખતા જોઉં છું તો હૈયું મારુ સંવેદનાથી વલોવાઈ જાય છે. તેમની ભીતર વિચાર-પ્રવેશ કરું છું... તો મોહ અને અજ્ઞાનનું પ્રગાઢ અંધારું જોઉં છું... જ્યાં સુધી જીવો મોહ અને અજ્ઞાનથી ઘેરાયેલા છે ત્યાં સુધી તેમનાં દુઃખોનો અંત નથી...**મન થાય છે: તેમના મોહ અને અજ્ઞાનના અંધકારને દૂર કરી દઉં...કર્મબંધનોને તોડી નાંખું...મારી તમામ**

તાકાત ભેગી કરી વિષય-કષાયનાં બંધનો પર જોરથી ઘા કરું...મારાથી હવે જીવોના તરફડાટ, વલવલાટ અને તેમનાં આક્રંદ નથી જોવાતાં...મેં મારા મનથી સ્વીકાર્યું છે કે મારા જીવનનું આ જ એક પરમ કર્તવ્ય છે. મારે મારાં સુખોનો વિચાર ન કરવો.

આ તો મેં મારા મનની વાત કરી. તને હું એ યથાર્થ દૃષ્ટિ આપવા માગું છું કે જેથી તું આત્માનંદનો અનુભવ લઈ શકે. એક જ વ્યક્તિ કે બે-ચાર વ્યક્તિઓ માટે જીવવું એમાં તો નરી ગતાનુગતિકતા છે. આ જીવન તો જીવમાત્રને પ્રેમ, સ્નેહ અને કરુણાનું દાન કરવા માટે છે. સ્થૂલમાંથી સૂક્ષ્મમાં જવા માટે આ જીવન છે.

ડૉ. બ્રેકેટના જીવનનો એક અદ્ભુત પ્રસંગ વાંચ્યો હતો. ડૉ. બ્રેકેટને એક જ્ઞાની સંતપુરુષનો સમાગમ થયો. તેમણે ડોક્ટરને આ જ વાત કહી હતી, જે આજ હું તને કહી રહ્યો છું ! 'આ જીવન આત્મશક્તિ-ચૈતન્ય-શક્તિને પ્રાપ્ત કરવા માટે છે....સમગ્ર ચેતન-સૃષ્ટિનાં સુખ-દુઃખોની સમવેદના અનુભવવા માટે છે.'

ત્રીસેક વર્ષની ઉંમરે ડોક્ટર બ્રેકેટને કુમારી ક્રોમ-વેલ સાથે પરિચય થયો. પરિચય પ્રેમમાં પાંગર્યો. બંનેએ લગ્ન કરવાનો નિર્ણય કર્યો. એક રાતે બ્રેકેટ અને ક્રોમવેલ ભાવિજીવનનાં સ્વપ્નપ્રદેશમાં વિહરી રહ્યાં હતાં. રાતના દસેક વાગ્યા હશે, ત્યાં ઘંટડી વાગી. ડોક્ટરે રૂમનું બારણું

ખોલ્યું. એક હબસી સ્ત્રી બહાર ઊભી હતી. આંખમાં આંસુ હતાં, હાથ જોડી કરગરી : ડોકટરસા'બ ! મારો એકનો એક પુત્ર ખૂબ જ બિમાર છે...છેલ્લા શ્વાસ લઈ રહ્યો છે...અસહાય છું...મારું કોઈ નથી...આપ હમણાં પધારો તો મારું બાળક બચી જશે...'

અજાણી સ્ત્રીનું હીબકાંભરી રડવું....તેની દર્દીલ કાકલૂદી...ડોકટર જોઈ ન શકયા. તેમનું હૈયું પણ કરુણાથી દ્રવી ઊઠ્યું. તેમણે ભાવિ પત્ની ક્રોમવેલને કહ્યું :

'પ્રિયે ! તું બે-એક કલાક બેસજે. હું આ સ્ત્રીના બાળકને દવા આપીને આવું છું''

ક્રોમવેલને ગમ્યું નહિ. રીસ અને રોષથી તે બોલી : 'તારા વિના અહીં એકલી બેસીને શું કરું ? શું મારા પ્રેમથી પણ તારો દર્દી વધુ મૂલ્યવાન છે ? you have a date with me.'

બ્રેકેટે શાંતિથી કહ્યું : **જેમ પ્રેમ દિવ્ય છે તેમ પ્રેમનો અનુભવ કરનારું ચૈતન્ય પણ દિવ્ય છે ! જેમ હું તારા પ્રેમનું સ્વાગત કરું છું તેમ આ માતાના પુત્ર-પ્રેમને કેવી રીતે હું ઠુકરાવી શકું ?'**

ડોકટર પોતાની બેગ ઉપાડીને હબસી સ્ત્રી સાથે કારમાં બેસી રવાના થઇ ગયા. ક્રોમવેલ ગુસ્સાથી ધુંઆપુઆં થઈ ચાલી ગઈ. સદ્‌ભાગ્યે પેલી સ્ત્રીનો પુત્ર, સમયસરની તબીબી સારવારથી બચી ગયો. વહેલી સવારે ચાર વાગે ડોકટર ઘરે પાછા ફર્યા. બીજે દિવસે સવારે ક્રોમવેલે ફોનથી કહ્યું :

'ડોકટર! તારો-મારો સંબંધ નહિ ટકે. તને મારી કોઈ જ કદર નથી. મારા પ્રેમનું તું મૂલ્યાંકન નહિ કરી શકે...'

ડોકટરે કહ્યું : 'ક્રોમવેલ! હું માનવમાત્રને પ્રેમ કરું છું. આથી માનવતાનું મૂલ્યાંકન કરું છું. માનવમાત્ર પ્રત્યે મને જે પ્રેમ છે તેનું બલિદાન દઈ હું કોઈ એકાદ વ્યક્તિને જ પ્રસન્ન-ખુશ કરવા નથી ઇચ્છતો. ખેર! મારું જીવન એકાકી જીવવા માટે જ નિર્માયું હશે, અલવિદા...'

ડોકટર બ્રેકેટે લગ્ન ન કર્યાં. ક્રોમવેલ જેવી રૂપસી સાથે નહિ અને બીજી કોઈ લલના સાથે પણ નહીં. સીત્તેર વર્ષ સુધી ડોકટર જનસેવા કરતા રહ્યા. પોતાનો પ્રેમ, પોતાનો સ્નેહ, પોતાની કરુણા તેમણે હજારો માણસોને આપી. તેમનું મૃત્યુ થયું ત્યારે આખું ગામ રડી ઊઠ્યું. ડોકટરની સમાધિ પર ગ્રામવાસીઓએ સ્તૂપ બનાવ્યો પણ સ્તૂપ પર લખવું શું? કોઈનીય સમજમાં કશું ન આવ્યું. સમય સરતો રહ્યો. એક દિવસ પેલી હબસી બાઈનો જવાન થઈ ગયેલો પુત્ર ડોક્ટરની હોસ્પિટલ પાસેથી પસાર થયો. ત્યાં તેણે એક બોર્ડ વાંચ્યું : ડોકટર બ્રેકેટની હોસ્પિટલ ઉપર છે.' તેણે એ બોર્ડ ત્યાંથી લઈને ડોકટરની સમાધિ પાસે મૂકી દીધું.

બીજા દિવસે લોકોએ સમાધિ પાસેનું બોર્ડ વાંચ્યું : "ડોક્ટર બ્રેકેટની હોસ્પિટલ ઉપર છે' લોકો બોલી ઊઠ્યા : wonderful ! અદ્ભુત ! !

જીવન જીવવાની આ એક દિવ્યદૃષ્ટિ છે. **પોતાના પ્રેમને નિર્બંધ રાખો. બંધનહીન પ્રેમને જીવમાત્ર પ્રત્યે વહેવા દો...નિરંતર અવિરત વહેવા દો. આ પ્રેમ જ સાચી જીવમૈત્રી છે. સાચી જીવ-કરુણા છે. પ્રેમ એક વ્યક્તિમાં પૂરાઈ જાય છે ત્યારે બીજા અનંત જીવો પ્રત્યે વહેતો નથી. એ પ્રેમ વાસના બની જાય છે એ પ્રેમ સાપેક્ષ બની જાય છે.** જે વ્યક્તિમાં બંધાઇ જાય છે, તેના પ્રેમને પણ આપણે આપણી સાથે બાંધી દઇએ છીએ. 'તું મને જ પ્રેમ કર, બીજાને નહિ. કેમકે હું તને જ પ્રેમ કરું છું.' ક્રોમવેલ ડોક્ટર બ્રેકેટ પાસેથી આમ જ ઇચ્છતી હતી. ડોક્ટરને અને ડોક્ટરના પ્રેમને બાંધવા માગતી હતી. જ્યારે બાંધી ન શકી ત્યારે ડોક્ટર પ્રત્યે નફરત કરવા લાગી. પરંતુ ડોક્ટરના દિલમાં ક્રોમવેલ પ્રત્યે જરા પણ નફરત ન જાગી.

આ સંદર્ભમાં તને એક બીજી પણ વાત કહી દઉં. તું કોઇ એક વ્યક્તિ સાથે પ્રેમ સબંધથી બંધાવા ચાહે છે. માની લે, એ વ્યક્તિ તારી સાથે પ્રેમનું બંધન ન નિભાવી શકે તો શું તું તેના પ્રેમથી બંધાયેલો રહી શકીશ ? નહિ રહી શકે. તું નિરાશ થઈ જઈશ. એ

નિરાશા તારા જીવનને અંધકારથી ભરી દેશે. અને તું જીવનનો આનંદ ખોઇ બેસીશ. આથી જ તને કહું છું કે તારા પ્રેમને નિર્બંધ રાખ. સકળ વિશ્વના સર્વ જીવો પ્રત્યે તેને—એ પ્રેમને વહેવા દે. એ પ્રેમ-ગંગામાં જે કોઈ ડૂબકી મારે તેને મારવા દે. તેને તારા પ્રેમ-નીરમાં શીતળ અને નિર્મળ થવા દે. જીવોનાં તાપ અને મેલને તું વહન કર. તો તું ગંગા જેવો જ વંદનીય-પૂજનીય બની જઇશ.

કદાચ તેં તારા અંગે વિચાર્યું જ નહિ હોય. તારા આંતરિક વ્યક્તિત્વને ઓળખવાનો પ્રયત્ન જ નહિ કર્યો હોય. માણસના જીવનમાં આવું પણ બને છે. મેં તારા વ્યક્તિત્વ વિષે વિચાર કર્યો છે. તારા બાહ્ય-આંતર બંને વ્યક્તિત્વને ઓળખ્યું પણ છે. મને લાગે છે કે જો તું સર્વજીવો માટે જીવન જીવે તો હજારો-લાખો માણસોને શીતળતા મળી શકે. એથી તને એવો તો અપૂર્વ આનંદ મળશે...કયા શબ્દોમાં તે વર્ણવું ? તું પોતે જ ભવિષ્યમાં એ કહીશ.

માણસનું વ્યક્તિત્વ ઉચ્ચતમ હોય તો પણ તેના વિકાસ માટે સુયોગ્ય વાતાવરણ, સુયોગ્ય ક્ષેત્ર અને સુયોગ્ય તેમજ સમુચિત માર્ગદર્શન મળવું જોઇએ. તને તો એ ત્રણેય મળ્યા છે ને ? હવે જોઇએ તારી ખૂદની

તમન્ના. તમન્ના એક ઘણું મોટું તત્ત્વ છે. પ્રબળ સંકલ્પ શક્તિથી કયું કાર્ય સિદ્ધ નથી થતું ? મૂઢતા છોડ. હૈયાને નિર્મોહી બનાવ અને તમામ જીવો માટે સ્નેહની સરિતા વહાવ. આ દિવ્યદૃષ્ટિથી જીવનનું અભિનવ સર્જન કર.

તને જે કંઈ લખું છું તેને માત્ર લુખ્ખો ઉપદેશ ન સમજીશ. મારા જીવનના અનુભવો પર આધારિત અને તત્ત્વજ્ઞાનથી પરિશુદ્ધ વિચારધારા તારા હૈયે પખાળી રહ્યો છું. હમણાં હમણાં ભિન્ન ભિન્ન માનવજીવનના સ્તરો અંગે તીવ્ર મનોમંથન થઈ રહ્યું છે. વિચારતો નથી. વિચાર આવી જાય છે. નવો નવો પ્રકાશ મળે છે. એ અજવાળામાં સ્વ-પરના જીવનનો માર્ગ પ્રકાશિત કરવા ચાહું છું.

તારી કુશળતા ચાહું છું. તારા માતા-પિતા આદિ કુટુંબીજનોને મારા 'ધર્મલાભ' કહેજે. મારા સહવર્તી બધા મુનિવર સ્વસ્થ અને પ્રસન્ન છે. માનું છું, આ પત્ર તને મળશે ત્યારે શાહપુરથી અમે વિહાર કરી ગયા હોઇશું. પ્રતીક્ષા સહ.

શાહપુર, —પ્રિયદર્શન

૧૬-૨-૭૬

* દરેક સમસ્યાનું સમાધાન છે જ. સમાધાન શોધનારનું મન શાંત, સ્વસ્થ અને સ્થિર હોવું જોઇએ.
* એક વાર જીવનનું ધ્યેય નક્કી થઈ જાય અને સંકલ્પશક્તિ આવી જાય, બસ ! તે પછી જીવન-યાત્રામાં આનંદ જ આનંદ છે.
* જીવનમાં પરમાત્મા પ્રત્યે શ્રદ્ધા, શરણાગતિ અને સમર્પણ આવી જાય તો મનને દુનિયાનાં કોઈ દુઃખ-દર્દ, સંકટ-સંતાપ સતાવી શકતાં નથી.

## પત્ર | ૬

પ્રિય મુમુક્ષુ,

ધર્મલાભ !

તારો પત્ર વાંચીને બેહદ પ્રસન્નતા અનુભવી. મારા પર રોજ અનેક પત્રો આવે છે. વાંચુ છું બધા. તેના જવાબ પણ આપું છું. પરંતુ તારો પત્ર વાંચતા અને તને પત્ર લખતાં હૈયે જે આનંદ અને ઉલ્લાસના ઓઘ ઊછળે છે, પ્રસન્નતાની પરિમલ મ્હેંકે છે તે અન્યના

પત્રો વાંચતા અને તેમને જવાબ લખતા અનુભવાતું નથી.

આ વખતે જવાબ લખવામાં વિલંબ થયો છે. જાણું છું, તું આતુરતાથી મારા પત્રની રાહ જોતો હશે. પરંતુ વિલંબ થવાનો હતો, થઈ ગયો ? 'કેમ ?' તારી આ જિજ્ઞાસાને અતૃપ્ત નહિ રાખું.

મારી આંતરિક રુચિ નિવૃત્તિ છે, પ્રવૃત્તિ નહિ. ક્યારેક ક્યારેક પ્રવૃત્તિથી–ભલે તે સમ્યક્ પ્રવૃત્તિ હોય !–ઘણી બધી પ્રવૃત્તિથી મન વિરક્ત બની જાય છે. આત્મા પર એવી વિરક્તિ છવાઈ જાય છે ત્યારે મૌન બની જાઉં છું. શૂન્યમાં ચાલ્યો જઉં છું. પછી લખવું–વાંચવું બધું જ સહજભાવે છૂટી જાય છે.

પણ જવાબદારીનો ખ્યાલ પ્રવૃત્તિના ભાવને પ્રબળ કરે છે. **પ્રવૃત્તિની પ્રેરણા–ગંગોત્રી છે મૈત્રી અને કરુણા.** કોઈની પાસે પાણી છે અને તે તરસ્યા અતિથિને પાણી પાવાની ના પાડે અને તરસથી તરફડીને તેને મરતો જોઈ રહે તો સમજજે કે તે ઘણું મોટું પાપ કરે છે. તારી ગંભીર સમસ્યાઓની દૃષ્ટિએ મારી જવાબદારી ઘણી મોટી છે.

પ્રિય ! સમસ્યાઓનું સમાધાન મેળવવું હોય તો અસ્વસ્થ, અશાન્ત અને અકળવિકળ ન બન. દરેક સમસ્યાનું સમાધાન છે જ. સમાધાન શોધનારનું મન શાન્ત, સ્વસ્થ અને સ્થિર હોવું જોઈએ. આપણા જીવનમાં તો એવી કઈ જટિલ સમસ્યા છે કે જેનો કોઈ ઉત્તર ન મળે ? એવો કોઇ પ્રશ્ન જ ક્યાં છે કે જેનો કોઈ ઉત્તર ન મળે ?

એવી જટિલ અને ઘોર સમસ્યા તો હતી સતી અંજના અને સતી સીતાના જીવનમાં ! પરિત્યક્તા ગર્ભવતી એ સતીઓ છતા નાથે અનાથ અને અસહાય બની જંગ-લોમાં જીવી હતી.

**મુમુક્ષુ ! સ્વાધીન નથી આ જીવન. પરાધીન છે એ. અનંત અનંત કર્મોનાં બંધન છે. પરાધી-નતામાં પ્રશ્નો અને સમસ્યાઓ રહેવાના જ. સત્યનો સ્વીકાર કરવો જ રહ્યો.** કામ એક જ કરવાનું : મનને એ બધી સમસ્યાઓમાં ફસાવા દેવાનું નહિ, ભલે જીવનના આંગણે પ્રશ્નોની ભીડ જામી હોય. સમસ્યાઓ હારબદ્ધ ઊભી હોય. ઊભી રહેવા દે અને મનને એ બધા પ્રશ્નો અને સમસ્યાઓથી અળગું રાખ. એ પ્રશ્નોને મન પર પ્રભુત્વ જમાવવા ન દે. આટલું જ આપણે કરી શકીએ તેમ છીએ.

ગત પત્રમાં તને લખ્યું હતું : 'નિરાશાથી મુક્ત બન. સંકલ્પ કર...' તું પૂછે છે : 'શું સંકલ્પ કરવાથી સિદ્ધિ પ્રાપ્ત થાય છે ?' મારો જવાબ છે. હા, સંક-લ્પથી અવશ્ય સિદ્ધિ મળે છે. પણ એ માટે જોઈએ ધીરજ, અખૂટ ધીરજ. સંકલ્પથી સિદ્ધિ મળે છે પરંતુ ક્યારે તે મળે તે આપણે જાણી નથી શકતા. સિદ્ધિ આ જીવનમાં ન પણ મળે, બીજા જીવનમાં ય મળે ! જીવાતા જીવનમાં ય ન મળે અને મૃત્યુ બાદ જ મળે ! સિદ્ધિનો કોઈ નિશ્ચિત સમય નથી. અમેરિકાના વિખ્યાત નાટ્ય–અભિનેતા **'ચાર્લ્સ કોલગન'** ના જીવનનો એક પ્રેરક પ્રસંગ તને કહું :

ચાર્લ્સ કાલ્ગનનો જન્મ કેનેડામાં થયો હતો અને તેનું જીવન અમેરિકામાં વીત્યું હતું. ખૂબ જ લોકપ્રિય અભિનેતા હતો એ. તેની પાછળ લોકો પાગલ હતા. ચાર્લ્સ તેના ચાહકોને કહેતો : 'તમને મારા પર પ્રેમ છે, તો મારા મૃતદેહને મારા વતન કેનેડાના પ્રિન્સ દ્વીપમાં દફનાવજો.' આ સાંભળી લોકો હસતા. પણ ચાર્લ્સની આ અંતરેચ્છા હતી. દૃઢ સંકલ્પ હતો ! ટેક્સાસના લોકો તેની આ ભાવનાથી પરિચિત હતા. 'ટેક્સાસ'માં જ ચાર્લ્સનું પચાસ વર્ષની વયે અવસાન થયું. તેના અસંખ્ય ચાહકો ચિંતામાં–દ્વિધામાં પડી ગયા. ટેક્સાસથી કેનેડા બે હજાર માઈલ દૂર હતું. તેના મૃતદેહને ત્યાં સુધી કેવી રીતે લઇ જવો ? લોકોએ 'કોફીન' માં ચાર્લ્સના મૃતદેહને મૂકયો. કોફીન ઉપર ચાંદીની તકતી લગાડી તેમાં તેનું પૂરું નામ–સરનામું અને તેની અંતરેચ્છા લખી અને ટેક્સાસનાં કબ્રસ્તાનમાં તેને દફનાવી દીધો.

બે મહિના બાદ ટેક્સાસમાં અચાનક મુશળધાર વરસાદ પડયો, સાગરમાં પ્રચંડ તોફાન ઊઠયું. ટેક્સાસ જળબંબાકાર બની ગયું. હજારો મકાન ભારે વરસાદથી ધરાશાયી થઇ ગયાં...કબ્રસ્તાનની કબરો પૂરમાં તણાઇ ગઈ. જમીનમાં દાટેલી ચાર્લ્સની કોફીન પણ પૂરમાં વહેતી વહેતી એક દિવસ કેનેડા જઈને અટકી. આઠ મહિના બાદ પ્રિન્સ એડવર્ડ દ્વીપ પર જઈ પહોંચી ! કેનેડાવાસીઓએ તેને જોઈ. તેના પરની તકતી વાંચી.

તેઓ આનંદવિભોર બની ગયા. ચાર્લ્સની કેનેડા જન્મભૂમિ હતી. અને ચાર્લ્સ પોતાનું અંતિમ શયન પોતાના વતનમાં જ થાય તેમ ઝંખતો હતો. આથી લોકોએ પ્રેમ અને ભક્તિભાવથી પ્રિન્સ દ્વીપ પર ચાર્લ્સની કબર બનાવી !

જાણે છે એ કોફીન ક્યાં ક્યાંથી વહેતું વહેતું કેનેડા પહોંચ્યું ? ફ્લોરિડા પ્રાન્તના દ્વીપથી મેક્સીકોના સમુદ્રમાં, ત્યાંથી આટલાન્ટિક સાગરમાં, ત્યાંથી વહેતું વહેતું સેન્ટ લોરેન્સ સમુદ્રમાં અને ત્યાંથી ઠેઠ બરાબર ચાર્લ્સના માદરે વતન પ્રિન્સ દ્વીપ પર !

ચાર્લ્સનો સંકલ્પ સિદ્ધ થયો. જીવતાં સંકલ્પ કર્યો. મૃત્યુ બાદ આઠ મહિને તે સફળ થયો ! ગુજરાતના મહામંત્રી ઉદયને શત્રુંજય ગિરિરાજ પર યુગાદિનાથનું ભવ્ય જિનાલય બંધાવવા સંકલ્પ કર્યો હતો. પોતાના જીવતાજીવે તે ન બની શક્યું. પણ બન્યું જરૂર ! તેમના સુપુત્ર બાહડ મંત્રીએ ભવ્યાતિભવ્ય જિનાલય બનાવ્યું. ઉદયનનો સંકલ્પ છેવટે સિદ્ધ થયો.

**વહાલા આત્મસખા ! નિરાશાથી ઘેરાયેલો માણસ સંકલ્પ–શક્તિના દિવ્ય મહિમાને નથી સમજી શકતો. નિરાશાને વાળીઝૂડીને બંએરી નાખ. સંકલ્પ શક્તિને જાગ્રત કર.** આ અમોઘ શક્તિ સ્વસ્થ, શાન્ત અને સ્થિર ચિત્તમાં જ જાગ્રત થાય છે. સંકલ્પશક્તિ પ્રબળ હોય તો તેની સામે કોઈ જ સમસ્યા–કોઈ જ પ્રશ્ન ટકતા નથી. એક વાર જીવનનું ધ્યેય

નક્કી થઈ જાય અને સંકલ્પ–શક્તિ આવી જાય, બસ ! તે પછી જીવન–યાત્રામાં આનંદ જ આનંદ છે.

તું કહીશ : ' મન શાંત, સ્વસ્થ અને પ્રસન્ન નથી રહેતું. પ્રતિકૂળ સંજોગો ઊભા થતાં અને અણગમતા પ્રસંગો બનતાં જ મન અશાંત બની જાય છે. હૈયે ઉચાટ અને ઉદ્વેગ થઇ જ જાય છે. અજંપાથી મન અસ્વસ્થ બની જાય છે.'

સાવ સાચું છે તારું કહેવું. એવા સંજોગોમાંથી હું પણ પસાર થયો છું, જીવનમાં એવો પણ સમય આવ્યો જ હતો કે ચારેબાજુથી પ્રતિકૂળતાઓએ ઘેરો નાંખ્યો હતો. બેચેન અને બેદિલ બની ગયો હતો. દિવસો સુધી મહિનાઓ સુધી ઉદાસ અને ખિન્ન રહ્યો હતો. અપ્રિયથી છૂટકારો મેળવવા તડપી રહ્યો હતો. પ્રિયને પામવા બાવરો બન્યો હતો...પરંતુ નસીબ જ કંઇક એવું હતું...આ ઉદાસીનતામાં એકાદ–બે વર્ષ વીતી ગયા. અસહાય...નિરાશ્રિત જેવો નિરાશ બની ગામોગામ આથડી રહ્યો હતો. પરંતુ...

એક દિવસ હૈયે દિવ્ય વિચાર ઝબક્યો. હજુ યાદ છે એ દિવસની સ્મૃતિ...એ રાતે હું ખૂબ જ પ્રસન્ન અને પ્રફુલ્લિત બની ગયો. અપૂર્વ આનંદથી હૈયું ઓળઘોળ બની રહ્યું !

એ દિવ્ય વિચાર હતો પરમાત્માની શરણાગતિનો ! એ દિવસે જ મને પરમાત્મા પ્રત્યે ખરો પ્રેમ પ્રગટ્યો. એમ તો નાનપણથી જ દેરાસરે જતો. દર્શન, પૂજન,

સ્તવન આદિ કરતો, પરંતુ પરમાત્માની યાદ, પ્રેમળ યાદ ક્યારેય પણ નહોતી આવી. એ રાત મારા જીવનની વ્યથાભરપૂર રાત હતી. પરમાત્માની પ્રેમળ યાદ હૈયે જાગી અને બધી જ વેદનાઓ અને વ્યથાઓ વિરમી ગઈ. હૈયું પ્રશાન્ત અને પ્રસન્ન બની ગયું!

'**અરિહંતે શરણં પવજ્જામિ...અરિહંતે શરણં પવજ્જામિ...**'નો નાદ હૈયે સતત એકધારો અવિરત ગુંજી રહ્યો. ક્યાં સુધી? કેટલો સમય? બેખબર બની રહ્યો. પણ એ રાત પછી હું નવજીવન પામ્યો. અજંપો અને ઉચાટ બધા શમી ગયા. નિરાશા નાશ પામી. આશા અને આનંદનો હૈયે ઉદય થયો. બસ, ત્યારથી પરમાત્માના દર્શનમાં, તેની સ્તવનામાં મને વધુ ને વધુ આનંદ આવે છે. ત્યારપછી પણ અપ્રિયનો સંયોગ થાય છે, પણ અકળામણ નથી થતી. પ્રિયનો વિયોગ પણ થયો હતો પરંતુ ઉદ્વિગ્નતા નહોતી થતી. એક દિવસ એવો ઊગ્યો કે અપ્રિય અદૃશ્ય થયું, પ્રિયની પ્રાપ્તિ થઈ.

પ્રિય! પરમાત્માના શરણમાં જવાથી સંકલ્પની સિદ્ધિ આપોઆપ થઇ જાય છે. આપણું કર્તવ્ય તો પરમાત્માના શરણે રહેવાનું અને પરમાત્મા પ્રત્યેના સમર્પણ ભાવને સુદૃઢ કરવાનું છે. મન શાન્ત હોય કે અશાન્ત, સ્વસ્થ હોય કે અસ્વસ્થ, દિવસમાં ત્રણ વાર તો પરમાત્માની શરણાગતિ સ્વીકારવી જ જોઇએ. મન અશાંત હોય ત્યારે તો ભાવસભર હૈયે પરમાત્માની પુનઃ પુનઃ

શરણગતિ સ્વીકારવી જોઈએ. બાહ્ય જગતથી મનનો સંબંધ તૂટી જાય છે ત્યારે હૈયે શાન્તિ અને સ્વસ્થતા સ્થપાય છે. મારો આ અનુભવ છે. શું તું પણ પ્રયોગ કરીશ ?

મારું માનવું છે, **જીવનમાં પરમાત્મા પ્રત્યે શ્રદ્ધા, શરણાગતિ અને સમર્પણ આવી જાય તો મનને દુનિયાનાં કોઈ દુઃખ-દર્દ, સંકટ-સંતાપ સતાવી શકતાં નથી. વિચલિત કરી શકતાં નથી.** તું લખીશ તો આ અંગે વધુ વિગતે લખીશ. પણ પત્રમાં કેટલું લખવું ? એના કરતાં તું પોતે જ થોડા દિવસ માટે અહીં આવી જાય તો ? જે વાતો આમને-સામને થાય છે, ભાવોની અભિવ્યક્તિ પ્રત્યક્ષ થાય છે તે બધી પત્રમાં-પરોક્ષ થોડી થઈ શકે છે ?

હવે તો પત્રવ્યવહારમાં પણ ખલેલ પડવાની ! આ મુંબઈ છે ! લખવા માટેની નીરવ શાન્તિ અહીં ક્યાં મળે છે ? રોજબરોજનાં નિત્ય અને પ્રાસંગિક કાર્યો એટલાં બધાં રહે છે કે સમય હાથમાંથી ઝડપથી સરકી જાય છે. છતાંય તને પત્ર લખવાનો સમય કાઢવા પ્રયત્ન કરીશ જ. વ્હેલું-મોડું થાય તો અસ્વસ્થ ન બનતો. શાંતિ અને સ્વસ્થતાથી પ્રત્યુત્તરની રાહ જોજે. જવાબ તને મળશે જ.

ઠીક ત્યારે રજા લઉં. તારી કુશળતા અને પ્રસન્નતાની કામના સહ.

મુંબઈ,
૨૮-૩-૭૬

—પ્રિયદર્શન

* માનવજાતના તમામ પ્રશ્નો ધર્મ અને અધ્યાત્મના માધ્યમથી ઉકલી શકે તેમ છે.
* દુઃખોથી ડરીને કે સુખોની લાલચથી કરેલી પ્રાર્થના એ સાચી પ્રાર્થના નથી. તે તો માત્ર સ્વાર્થપૂર્તિની યાચના છે.
* ભય અને લાલચથી મુક્ત થવું સર્વ પ્રથમ જરૂરી છે. તો જ પ્રજ્ઞા પવિત્ર અને નિર્મળ બનશે.
* કોઈ પણ આચરણ રસાનુભૂતિ વિના દીર્ઘ સમય ટકતું નથી. ધર્મક્રિયામાં રસાનુભૂતિ થવી જોઇએ.

## પત્ર/૭

પ્રિય મુમુક્ષુ,

ધર્મલાભ !

બે મહિનાથી કોઇનેય પત્ર નથી લખી શકયો. બે મહિનામાં અહીં જ્ઞાનસત્રનું આયોજન થયું હતું. તેમાં ખૂબ જ વ્યસ્ત હતો. જ્ઞાનસત્રમાં આનંદની ભરતી અનુભવી. ૧૦મી જુને અમે અહીં ભાયખલામાં ચાતુર્માસ માટે પ્રવેશ કર્યો છે. કારતક પૂનમ સુધી હવે અહીં જ સ્થિરતા છે.

## ૪૬ તારા દુઃખને ખંખેરી નાખ...

તારા બંને પત્રો મળ્યા. ધર્મ અને અધ્યાત્મના વિષયમાં તારાં રસ અને રુચિ જાગ્રત થયાં છે, તે જાણીને પ્રસન્નતા થઈ. સાયન્સ અને ટેક્નોલોજીના આ યુગમાં ધર્મચિંતન અને અધ્યાત્મ-પરિશીલન કરનારા કેટલા? **મને સંપૂર્ણ શ્રદ્ધા છે કે માનવ જાતના તમામ પ્રશ્નો અને સમસ્યાઓ ધર્મ અને અધ્યાત્મના માધ્યનથી ઉકેલી શકે તેમ છે.** ભૌતિક અને માનસિક, કૌટુંબિક અને સામાજિક, રાષ્ટ્રીય અને આંતર-રાષ્ટ્રીય કોઈ પણ પ્રશ્ન હોય, એ દરેક પ્રશ્નનું સમાધાન તેનો ઉકેલ-વાસ્તવિક સમાધાન ધર્મચિંતન અને અધ્યાત્મના પરિશીલનથી જ સાધી શકાશે. પરંતુ આ માટે જરૂરી છે સૂક્ષ્મ પ્રજ્ઞા અને અડગ શ્રદ્ધા. **પ્રજ્ઞા અને શ્રદ્ધાના સથવારે જીવન-વ્યવહાર કરવો જોઈએ.**

પ્રિય! સુખના અભાવમાં અને દુઃખોની પ્રાપ્તિમાં તું સ્વસ્થતા ખોઈ તો બેસતો નથી ને? એવા પ્રસંગે દીનતા અને હીનતાની ઊંડી ખીણમાં તો ગબડી પડતો નથી ને? તારા ચહેરા પર શોક, સંતાપ અને વિષાદની છાયા તો છવાઈ જતી નથી ને? પ્રજ્ઞાવાન અને શ્રદ્ધાવાન મનુષ્ય દરેક પ્રસંગે અને દરેક પળે સ્વસ્થ, પ્રસન્ન, ધીર-વીર અને સાહસિક હોય છે.

અત્યારે આ લખતા સમયે મને રોમન સામ્રાજ્યનો વીરબંકો 'એગ્રીપીનસ' યાદ આવે છે, રોમન-સમ્રાટ નીરો જુલ્મી સમ્રાટ હતો. એગ્રીપીનસ પર સાચો કે

જુઠો આરોપ મૂકી સમ્રાટે તેને દેશનિકાલની સજા ફટકારી. સમ્રાટના સૈનિકો એગ્રીપીનસના ઘરે ગયા. કહ્યું : 'સમ્રાટે આપને સજા ફરમાવી છે.'

ખૂબ જ શાંતિ અને સ્વસ્થતાથી એગ્રીપીનસે વળતું પૂછ્યું : 'શેની સજા, મોતની કે દેશનિકાલની ?'

'દેશનિકાલની.'

'મહેરબાની ભગવાનની !' એગ્રીપીનસને ભગવાનમાં સંપૂર્ણ શ્રદ્ધા હતી. તે માનતો કે ભગવાનની ઇચ્છાને આધીન થવામાં જે સુખ મળે છે તેવું સુખ બીજે ક્યાંયથી મળતું નથી, ભગવાનનો આભાર માની તેણે સૈનિકોને કહ્યું :

'તમે થોડી વાર ખોટી થશો ? હું મારા મિત્રો સાથે ભોજન કરી લઉં...'

'માફ કરજો. સમ્રાટે આપને આ જ ઘડીએ આફ્રિકા ચાલ્યા જવાનો હુકમ કર્યો છે...'

'ઠીક છે. ચાલો ! આફ્રિકા જઇને ભોજન કરી લઇશ ! ભગવાનની એવી ઇચ્છા હશે !' હૈયે જરાય ખિન્નતા અને ખચકાટ અનુભવ્યા વિના હસતા ચહેરે એગ્રીપીનસ સૈનિકો સાથે ચાલી નીકળ્યો.

એગ્રીપીનસ શ્રદ્ધાવાન અને પ્રજ્ઞાવાન હતો. આ શ્રદ્ધા અને પ્રજ્ઞાએ અણધાર્યા દુઃખમાં તેને દીન ન બનવા દીધો. દુર્ધ્યાન થવા ન દીધું. સમ્રાટ પ્રત્યે તેના મનમાં કોઇ જ રોષ ન થયો. તેમજ પોતાનું સુખ આમ

છીનવાઈ ગયું તેથી હાયવોય પણ ન કરી. સમસ્યાનું આથી વિશેષ કયું સમાધાન જોઈએ? તેણે ભગવાનને પ્રાર્થના પણ ન કરી કે 'હે પ્રભો! મને આ દુઃખમાંથી ઉગારી લે!...' **પ્રિય આત્મીય! યાદ રાખ : દુઃખોથી ડરીને કે સુખોની લાલચથી કરેલી પ્રાર્થના, પ્રાર્થના નથી. તે તો માત્ર સ્વાર્થપૂર્તિની યાચના છે. પ્રાર્થના તો દુઃખોના ભયથી અને સુખોની લાલસાથી મુક્ત હોવી જોઈએ.**

જિંદગી છે. તેમાં દુઃખો તો આવવાનાં જ. આ કાળમાં તો માણસના જીવનમાં સુખની અપેક્ષાએ દુઃખો જ વધુ રહેવાનાં. ત્યારે પરમાત્મ–શ્રદ્ધાના સહારે એ દુઃખોને વીરતા અને ધીરતાથી સહન કરવાની શક્તિ આપણે મેળવવાની છે. દુઃખોને જવું હશે તો જશે. રહેવું હશે ત્યાં સુધી રહેશે, એની કોઈ ચિંતા કરવાની નથી. સુખ મળે કે ના મળે. સુખની કોઈ કામના કરવાની નથી. આવી આત્મસ્થિતિ પરમાત્મ–શ્રદ્ધાથી અવશ્ય પ્રાપ્ત થાય છે.

રાણી અભયાએ સુદર્શન શેઠ પર ખોટો આરોપ મૂક્યો હતો. રાજાએ શેઠને શૂળીએ ચડાવવાની સજા ફટકારી દીધી. પણ સુદર્શન બન્ને સમયે – કલંક મૂક્યું ત્યારે અને સજા સાંભળી ત્યારે, સ્વસ્થ અને અવિચળ જ રહ્યા; 'કલંક જુઠું છે', તેની તેમણે કોઈ કાગારોળ ન કરી. 'હાય! હું નિર્દોષ માર્યો જઈશ' એવી રડારોળ ન કરી સુદર્શન પ્રજ્ઞાવાન હતા. અનન્ય શ્રદ્ધાવાન હતા. સાવ

એકલા ન હતા, સુંદર પત્ની હતી. સંસ્કારી સંતાનો હતાં. છતાંય કુટુંબની ચિંતા તેમને ન થઈ. પત્ની મનોરમા પણ આવી ભયાનક પરિસ્થિતિમાં અસ્વસ્થ ન બની. તે પરમાત્માના ધ્યાનમાં લીન થઈ ગઈ હતી. આ કંઈ માત્ર સુદર્શન એકલાની આફત ન હતી. સમગ્ર કુટુંબ પર આફત તૂટી પડી હતી. કારણ કે સુદર્શન ઘરના કર્તાહર્તા હતા. તેમના પર આવેલી આફત આખા કુટુંબ પરની આફત હતી. સુદર્શન અને મનોરમાએ ધર્મ અને અધ્યાત્મ દ્વારા સમાધાન શોધ્યું હતું. પતિપત્ની બંનેમાંથી કોઈનાં ય મન અશાંત ન બન્યાં. ઉદ્વિગ્ન ન થયાં. ધર્મચિંતનનું આ પરિણામ હતું. અધ્યાત્મદશાની આ પ્રગતિ હતી.

શું સુદર્શને કામના કરી હતી કે શૂળી સિંહાસન બની જાય ? નહિ. શૂળી પર તે જરા પણ ભય પામ્યા વિના ચડયા હતા. તેમની નિર્મળ પ્રજ્ઞાએ તેમને શરીરની નશ્વરતા અને આત્માની અમરતા સમજાવી હતી. પરમાત્મ-શ્રદ્ધાએ અભય અને અદ્વેષનું પ્રદાન કર્યું. જુઠો આરોપ મૂકનાર અભયા પ્રત્યે તેમના મનમાં કોઈ ખાર ન હતો. અને શૂળી પર ચઢતાં હૈયે કોઈ ખિન્નતા ન હતી ! છેવટે શૂળી સિંહાસનમાં બદલાઈ. સુદર્શન શેઠ નિર્દોષ જાહેર થયા અને કૌટુંબિક આફત ઊતરી ગઈ.

મુમુક્ષુ ! આવાં એક-બે ઉદાહરણ જ નથી. માત્ર પ્રાચીનકાળના ય નથી. સેંકડો ઉદાહરણો મળે છે : હા, વર્તમાનમાં પણ બીજાનું ઉદાહરણ શા માટે શોધવું ? સ્વયં જ ઉદાહરણ બની રહીએ ! ભય અને લાલચથી

મુક્ત થવું સર્વ પ્રથમ જરૂરી છે. તો જ પ્રજ્ઞા પવિત્ર અને નિર્મળ બનશે.

એક મુલ્લાજી હતા. બાદશાહે નમાજ ભણવા માટે તેમને બોલાવ્યા. મુલ્લાજી તો રાજીના રેડ ! બાદશાહ પાસેથી બક્ષિસ મળવાની કલ્પનાથી તે ખુશખુશાલ બની ગયા. એથી ભોજન પણ ન કર્યું અને જઇ પહોંચ્યા રાજદરબારે. બાદશાહ ખુશ થઇ જાય તેવી નમાજ ભણી. નમાજ પછી ભોજન–સમારંભ હતો. સમારંભમાં બીજા રાજાઓ, નવાબો, આગેવાનો આદિને પણ નિમંત્રણ હતું. તેઓ સૌ થોડું થોડું જમીને ઊભા થઈ ગયા. સૌની સાથે મુલ્લાજીને પણ થોડું જમીને ઊભા થઈ જવું પડ્યું. ઘરે આવીને બીબીને કહ્યું : 'ભૂખ લાગી છે, રોટી બનાવી દે !'

'કેમ ? ભોજન–સમારંભમાં ખાઇને નથી આવ્યા ?' બીબીએ પૂછ્યું.

'સમારંભમાં તો ભોજન કરવાનો દેખાવ કરાય છે, તેથી પેટ નથી ભરાતું.'

'તદ્દન સાચી વાત. બાદશાહને ખુશ કરવા માટે કરેલી નમાજથી ખૂદાને ખુશ નથી કરી શકાતો. એ પણ એક દેખાવ જ હતો ને ? આથી ભોજન કરવું હોય તો નમાજ ફરીથી ભણો.' અને બીબીએ મુલ્લાજીને સાચી નમાજ ભણાવી !

'આપણે પરમાત્માના મંદિરમાં જઈએ છીએ એથી શ્રદ્ધાવાન છીએ,' એવું નથી. 'પરમાત્મા પ્રત્યે પ્રેમ અને શ્રદ્ધા છે માટે આપણે મંદિર જઈએ છીએ'–શ્રદ્ધાની આ સાચી અભિવ્યક્તિ છે. 'દુઃખો દૂર કરવાં છે અને સુખો મેળવવાં છે,'–આ પ્રજ્ઞા નથી. 'દુઃખોને સમતા અને ધીરજથી સહીશું અને સુખોનો ત્યાગ કરીશું.'–આ છે નિર્મળ પ્રજ્ઞાની સુદૃઢ પ્રતિજ્ઞા.

મુક્તિપથના યાત્રિક ! આજ તને પરમાત્મ–શ્રદ્ધાનું સ્વરૂપ બતાવી રહ્યો છું કે જેથી તું શ્રદ્ધાવાન્ બને. માત્ર શ્રદ્ધાવાન જ નહિ પ્રજ્ઞાવાન્ પણ બને. **પરમાત્મા પ્રત્યે શ્રદ્ધાળુ બન્યા વિના પરમાત્માની શરણાગતિ સ્વીકાર્ય નહિ બને. પરમાત્માને શરણે ગયા વિના સમર્પણનો દિવ્યભાવ જાગૃત નહિ થાય. શ્રદ્ધા, શરણાગતિ અને સમર્પણની ક્રમિક વિકાસયાત્રા વિના પરમાનંદ કે આત્માનંદની સાચી અનુભૂતિ નહિ થાય.**

સરળ છે રસ્તો. માત્ર સરળ જ નહિ, સરસ પણ છે. એ માર્ગમાં રસાનુભૂતિ થાય છે. રસાનુભૂતિ વિના તો હું તને આ માર્ગ જ ન બતાવી શકું ! મારી આ શ્રદ્ધા છે કે કોઈપણ આચરણ રસાનુભૂતિ વિના દીર્ઘ સમય ટકતું નથી. **શ્રદ્ધા રસની જનેતા છે, માતા છે ! શ્રદ્ધાવાન્ શુષ્ક નહિ, રસિક હોય ! તે 'મૂડલેસ' નથી**

પર તારા દુઃખને ખંખેરી નાખ...

**રહેતો, તે તો સદૈવ-સર્વત્ર પ્રસન્ન, પ્રફુલ્લ, અને સદાબહાર રહે છે.** હા, બતાવવાની શ્રદ્ધાથી આ સંભવિત નથી. એ માટે તો આત્મામાંથી આવિર્ભૂત ગુણ-સ્વરૂપ શ્રદ્ધા જોઇએ. પરમાત્મ-શ્રદ્ધાનો આવિર્ભાવ થાય છે ત્યારે—

**૧. પરમાત્માનું પુનઃ પુનઃ સ્મરણ,**
**૨. પરમાત્માનું વારંવાર દર્શન,**
**૩. પરમાત્માનું ચરણ-સ્પર્શન,**
**૪. પરમાત્માનું ગુણ-કીર્તન-આ ચાર વાનાં** સ્વાભાવિકરૂપે જીવનમાં આવી જાય છે. પરમાત્મા પ્રત્યે જ નહિ, કોઈ પણ વ્યક્તિ પ્રત્યે પ્રેમમૂલક શ્રદ્ધા ઉત્પન્ન થતાં આ ચારેય વાનાં આવવાનાં જ ! પરમાત્મ-શ્રદ્ધા પ્રેમપ્લાવિત જોઇએ. અરે ! પ્રેમ વિના શ્રદ્ધા જનમતી જ નથી. કોઇ તને કહે કે 'મને તારા પ્રત્યે શ્રદ્ધા છે, પણ પ્રેમ નથી.' તો તું શું કહીશ ? પ્રેમ વિનાની શ્રદ્ધામાં શું શેષ રહે ? પ્રેમ...પ્રીતિ...સ્નેહનું...સ્વરૂપ શું મારે તને સમજાવવું પડશે ? હા, તો ફરી ક્યારેક.

પરમાત્માની પરમકૃપાથી તબિયત સારી છે. સહવર્તી મુનિવૃન્દ પણ કુશળ છે. તારાં માતા-પિતા આદિ સ્વજનોને મારા 'ધર્મલાભ.' માણસ ટપાલ લઇ જવાની રાહ જોતો ઊભો છે. તો બસ, આજે આટલું જ.

મુંબઈ

—પ્રિયદર્શન

તા. ૧૯-૯-૭૯

* જીવનમાં પ્રેમ આવશ્યક જ નહિ, અનિવાર્ય છે. અનિવાર્ય જ નહિ, અત્યંત અનિવાર્ય છે.
* ભોગી હોય કે ત્યાગી, સંત હોય કે શેતાન, સૌ કોઈ પ્રેમને ઝંખે છે. પરંતુ જેઓ પ્રેમના સ્વરૂપને સમજ્યા નથી તેઓ ખરાબ રીતે વાસનાના વમળમાં ફસાઈ જાય છે.
* પ્રેમનું વાસ્તવિક સ્વરૂપ સમજવું પડશે અને બીજાઓને પણ સમજાવવું પડશે. ત્યારે જ પ્રેમનો અમૃતપ્યાલો આપણી મૃતઃપ્રાય અંતઃચેતનાને નવજીવન બક્ષશે.

## પત્ર|૮

પ્રિય મુમુક્ષુ,

ધર્મલાભ !

તારો પત્ર વાંચીને આત્મા પ્રસન્ન થયો. આમે ય આ દિવસોમાં ચિત્ત-પ્રસન્નતા વધતી જાય છે, વધતી રહે છે.

અષાઢની આણ છે ચોતરફ. ગગન વાદળોથી ગોરંભાઈ ગયું છે. ઝરમર ઝરમર વર્ષા વરસી રહી છે. અષાઢની આ આર્દ્રતામાં મુંબઈ આબદ્ધ છે. ઉપાશ્રયના વાતાવરણમાં અપૂર્વની નિરવતા છે. શૂન્યનો સ્પર્શ પણ રોમાંચક લાગે છે. અષાઢ મારા સમગ્ર અસ્તિત્વને

ઝંકૃત કરી દીધું છે. દસેય પ્રાણ મારા ઝણઝણી ઊઠયા છે. અષાઢી રાતના ભીના એકાંતમાં હું ખૂદ મારી સામે જ અદબ વાળીને બેસી ગયો છું. જોઈ રહ્યો છું હું મને ! નજર માંડીને બેઠો છું, 'હું' ની તરફ. 'હું' છું શુદ્ધ આત્મદ્રવ્ય ! બુદ્ધ છું, 'હું' છું મુક્ત આત્મદ્રવ્ય ! સચ્ચિદાનંદપૂર્ણ આત્મ–દ્રવ્ય ! નજરોનજરના અનુસંધાનમાં વિસરાઈ ગયું છે બધું. જાણે અસીમ અને વિરાટ પ્રકૃતિ છે જ નહિ ! દેખાય છે લોકના અગ્રભાગે અર્ધચન્દ્રાકાર સિદ્ધશિલા. પ્રકૃતિના તમામ બંધનોથી મુક્ત બની એ સિદ્ધશિલા પર બેઠો છું ! પૂર્ણ જ્ઞાનસ્વરૂપ થઈ ગયો છું. અહીં તો પૂર્ણાનંદ જ પૂર્ણાનંદ છે ! !

પરંતુ એકાએક આ શું થયું ? કાળા ભમ્મર ઘનઘોર વાદળ ગડગડી રહ્યાં છે...અવનિ અને આકાશને વિદારતી વીજળી ચમકી રહી છે. ગગન-માંથી દદળતી નવલખ ધારથી મુંબઈ તરબતર થઈ ગયું છે. ફરી પ્રકૃતિ તરફ જોઈ રહ્યો. આસપાસ ચોપાસ જોયું. ઓહ ! ત્યાં તો તારો પત્ર પડયો છે !...શું લખ્યું હશે એમાં મારા વ્હાલા આત્મ-જને ? એ તો પત્ર વાંચ્યા પછી ખબર પડી. પરંતુ પત્ર દેખતાં જ પત્રનો જવાબ લખવાની કલ્પના જીવંત બની રહી. હવે તો તું મારી સામે જ છે...નિર્દોષ અને પ્રેમળ તારો ચહેરો જોઉં છું અને ચિત્તમાંથી પ્રસન્નતાની પરિમલ મ્હેંકી ઊઠે છે.

આજ તું કલ્પના-પ્રદેશમાં મારી સામે આવીને બેસી ગયો છે ત્યારે આજ હું તને મારી સંવેદનાઓનો સ્પર્શ કરાવીશ. આજ તારી સમક્ષ મારું હૈયું ખોલીને મૂકી દઈશ. ત્યાં જો વાદળ અને વીજળીનું તોફાન કેવી શાનથી શાંત થઇ રહ્યું છે! વર્ષાનો વેગ પણ કંઈક મંદ પડયો છે. સહજપણે જ આજ મારા હૈયે અંતરના ય અંતરનું સંવેદન ફૂટી રહ્યું છે.

કેટલાંય વર્ષોથી હું 'પ્રેમ' અંગે વિચારતો હતો. આજે પણ વિચારું છું. પરંતુ આજ પહેલાં વર્ષો સુધી અનિશ્ચિત અને સંદિગ્ધ વિચારોમાં ગૂંગળાયેલો હતો. અનેકવિધ તર્કો અને અનેકાનેક મનોવૈજ્ઞાનિક વિશ્લેષણોથી 'પ્રેમ'ના સ્વરૂપને સમજવાના પ્રયત્ન કર્યા. એનું સ્વરૂપ તો ય અજ્ઞાત-અસ્પષ્ટ જ રહ્યું. શાસ્ત્રો-ધર્મગ્રન્થોનો જ્ઞાતા બનતો ગયો, પ્રેમ-સ્વરૂપથી અજ્ઞાત અપરિચિત જ રહ્યો.

તું તો જાણે છે કે હું એક શ્રમણ છું. જૈન મુનિ છું. મુનિજીવનમાં વૈરાગ્ય અનિવાર્ય છે. વાત કંઈ ખોટી નથી. સંસાર પ્રત્યે વૈરાગ્ય જાગવાથી તો મુનિ થયો. સાધુ બન્યો. પરંતુ 'મુનિજીવન શું માત્ર વૈરાગ્યથી જ અંગીકાર કર્યું હતું?' મેં મારા એ અતીતને ઢંઢોળ્યો. એ સમયના મારા મનોભાવને ઢંઢોળ્યા. બેશક, હૈયે સંસાર પ્રત્યે વિરક્તિ હતી. પણ સાથોસાથ સંયમ પ્રત્યે, સંયમી

મહાત્માઓ પ્રત્યે મારા હૈયે રાગ પણ હતો. એ રાગને ઉપાદેય માનવામાં આવ્યો છે. સંયમ–રાગ, સંયમ–પ્રેમ, સંયમ–સ્નેહને ઉત્તમ ગુણ ગણ્યો છે. સંયમનો અર્થ છે ચારિત્ર, સાધુતા, મોક્ષમાર્ગ વગેરે.

એમ તો પરમાત્માને પ્રેમ કરવાનું પણ આવશ્યક મનાયું છે. પરમાત્મ–પ્રેમ, પરમાત્મ–ભક્તિને મહાન ધર્મ કહ્યો છે. પરમાત્મા સમક્ષ પ્રેમપૂર્ણ મિલનના તેમજ વિરહનાં ગીત પણ ગવાયાં છે, યોગી મહાત્માઓએ પણ ગાયાં છે. અર્થાત્ પરમાત્માને પ્રેમ કરવાનો માર્ગ અવરુદ્ધ નથી.

ધર્મગ્રન્થોમાં દરેક ધર્મક્રિયા, ધર્માનુષ્ઠાન પ્રેમપૂર્વક કરવાનો ઉપદેશ આપ્યો છે. આ બધી જ વાતો મેં ધર્મગ્રન્થોમાં વાંચી છે, એટલું જ નહિ, સર્વ જીવો સાથે પણ મિત્ર–પ્રેમ રાખવાનું કહેવાયું છે. જીવમાત્ર સાથે પ્રેમ !

પરંતુ 'પ્રેમનું સ્વરૂપ કેવું હોવું જોઈએ ?' આ પ્રશ્નોનો જવાબ મળ્યો નહિ. જેમને પણ પૂછ્યું, તેમણે પોતાની કલ્પનાનો જવાબ આપ્યો. સંતોષ ન થયો. અને થાય પણ ક્યાંથી ? જેઓ પ્રેમસ્વરૂપ પામ્યા નથી તે બીજાને કેવી રીતે સંતોષી શકે ?

મને એ વાતનું પણ આશ્ચર્ય થયું કે પ્રકાંડ વિદ્વાન એવા આચાર્યોએ પણ પ્રેમના વિષયમાં

મૌન જ ધારણ કર્યું છે! પ્રેમનું સ્પષ્ટ સ્વરૂપ તેમણે સમજાવ્યું નથી! હા, એક યોગી મહાત્મા આનંદઘનજીએ પરમાત્માની સ્તવનામાં પ્રેમ-પ્રીતિનું સ્વરૂપ સમજાવવાનો પ્રયત્ન કર્યો છે. તેમણે પ્રેમને 'નિરુપાધિક' કહ્યો છે. 'સોપાધિક' પ્રેમ પ્રેમ નથી. 'નિરુપાધિક' એટલે કામના-રહિત. જેના માટે આપણને પ્રેમ હોય, તેની પાસેથી કંઈ પણ પામવાની કામના-અપેક્ષા આપણા મનમાં ન હોવી જોઈએ.

બીજી વાત તેમણે એ કહી કે 'રંજન ધાતુમિલાપ' અર્થાત્ પ્રેમનો અર્થ છે ધાતુઓનું મિલન. શારીરિક ધાતુઓના મિલનની અહીં વાત નથી. અહીં 'ધાતુ' શબ્દનો અર્થ 'વિચાર' જ કરવો સમુચિત છે. મતલબ કે પરસ્પરના વિચારોનું મિલન એ પ્રેમનું બીજું સ્વરૂપ છે. જેની સાથે પ્રેમ થયો તેના વિચારો સાથે આપણા વિચારોનો મેળ જામી જાય. વિચારભેદ પ્રેમમાં રહે નહિ. યોગીનું પ્રેમપાત્ર છે પરમાત્મા. પરમાત્માથી 'ધાતુમિલાપ' કેવી રીતે થાય? છે ને મૂંઝવી નાંખે તેવી વાત? હું એટલું સમજી શકયો છું કે પરમાત્માનો આદેશ અને ઉપદેશ જ આપણું જીવન બની જાય તે જ છે 'ધાતુ-મિલાપ.'

કોઈ એક પાત્રને નજરમાં રાખી પ્રેમની પરિભાષા કરવામાં આવે છે ત્યારે તે પરિભાષા અપૂર્ણ-અધૂરી જ રહેવાની. આપણે તો કોઈ પણ પાત્રને-વ્યક્તિને સામે

રાખ્યા વિના પ્રેમનું સ્વરૂપ સમજવાનું છે. એ સ્વરૂપ-વાળો પ્રેમ પછી નિર્ભય અને નચિંત બની કોઈ પણ પાત્ર સાથે કરી શકીએ. **પ્રેમ કરતાં અથવા પ્રેમ થઈ જતાં હૈયે ભયનો થડકો હોય, મન ચિંતામાં હોય તો સમજવું તે પ્રેમ નથી જ. પ્રેમના નામે ભળતો જ કોઈ ભાવ છે. વાસના છે એ.**

તું કદાચ કહીશ: 'પ્રેમના વિષયનું આટલું બધું પીંજણ શા માટે? શું જીવનમાં પ્રેમતત્ત્વ અનિવાર્ય છે?'

હા, આત્મસખે! હા, હા, હા. જીવનમાં પ્રેમ આવશ્યક જ નહિ, અનિવાર્ય છે! અનિવાર્ય જ નહિ, અત્યંત – અતિ અત્યંત અનિવાર્ય છે! બાળક હોય કે તરુણ, યુવાન હોય કે વૃદ્ધ, સ્ત્રી હોય કે પુરુષ – જીવનમાં દરેકને દરેક અવસ્થામાં પ્રેમ જોઇએ છે. ભોગી હોય કે ત્યાગી, સંત હોય કે શેતાન, સૌ પ્રેમ ઝંખે છે! પરંતુ જેઓ પ્રેમના સ્વરૂપને સમજ્યા નથી તેઓ ખરાબ રીતે વાસનાના વમળમાં ફસાઈ જાય છે. એ વાસનાને પ્રેમ માની લે છે!

મા બાળકને પ્રેમ કરે છે, પરંતુ પ્રેમના સ્વરૂપને નથી જાણતી. પત્ની પોતાના પતિને તેમજ પતિ પોતાની પત્નીને પ્રેમ જરૂર કરે છે, તેઓ પ્રેમના સ્વરૂપને સમજ્યાં નથી. બહેન ભાઇને પ્રેમ કરે છે પરંતુ તે પ્રેમનું સ્વરૂપ

જાણતી નથી. આથી જ સાચો પ્રેમ થતો નથી. થઈ જાય છે તો દીર્ઘકાળ ટકતો નથી. ટકે છે તો વધતો નથી. અરે! ધર્મગુરુ પોતાના શિષ્યોને, પોતાના અનુયાયીઓને પ્રેમ કરે છે. એમ તો શિષ્યો અને અનુયાયીઓ પણ ધર્મગુરુને પ્રેમ કરે છે, પરંતુ પ્રેમનું સાચું સ્વરૂપ જો તેઓ નથી જાણતા તો પ્રેમ પ્રેમ નથી રહેતો. પ્રેમનું રૂપ કુરૂપ બની જાય છે.

અમે લોકોએ પ્રેમનું સ્વરૂપ સમજવાની અને સમજાવવાની કોઈ ચિંતા જ કરી નથી. બીજાનો પ્રેમ ઇચ્છીએ, બીજાને પ્રેમ પણ કરીએ છીએ પરંતુ પ્રેમ શું છે? પ્રેમનું વાસ્તવિક સ્વરૂપ શું છે? એ જાણવાની જિજ્ઞાસા જ જનમતી નથી. આહ! કેવી છે આપણી મૂઢતા! પ્રેમનું વાસ્તવિક સ્વરૂપ સમજવું પડશે અને બીજાને પણ સમજાવવું પડશે. ત્યારે જ પ્રેમનો અમૃતપ્યાલો આપણી મૃતપ્રાયઃ અંતઃચેતનાને નવજીવન બક્ષશે. ત્યારે જ આપણી દૃષ્ટિ વિમલ અને વિશુદ્ધ બનશે. ત્યારે જ આપણી વાણીમાંથી મધુરતા વહેશે. તો જ આપણાં પ્રેમના માનસસરોવરમાં હજારો આત્મહંસલાઓ નિર્ભય અને નચિંત બની તરતા રહેશે. યથેચ્છ ક્રીડા કરશે, અપૂર્વ આનંદ પામશે.

પ્રેમની પરિભાષા સૌથી વધુ પસંદ પડી નારદના ભક્તિસૂત્રની! એટલી બુદ્ધિગમ્ય, તર્કગમ્ય અને હૃદયસ્પર્શી

વ્યાખ્યા કરી છે પ્રેમની, કે બુદ્ધિ બ્હેકી ઊઠી ! હૈયું નાચી ઊઠ્યું. આશ્ચર્ય એ વાતનું થાય છે કે સેંકડો વર્ષ પહેલાં એક ઋષિ મુનિએ 'પ્રેમની' આટલી સ્પષ્ટ, સુરેખ અને સચોટ વ્યાખ્યા તત્‌વિષયના ઊંડાણમાં જઈને કરી ! કેવું ગહન મનન–ચિંતન કર્યું હશે એ પ્રેમ–યોગીએ !

આજકાલ તો એવું જોવામાં આવે છે કે પોતાને વિરક્ત અને વૈરાગી માનનાર, ત્યાગી અને તપસ્વી માન-નારા લોકો 'પ્રેમ' શબ્દથી જ ભડકી ઊઠે છે. હા એવા લોકો બીજાનો પ્રેમ ચાહે છે ખરા, પરંતુ બીજાને પ્રેમ આપવામાં પાપ સમજે છે ! શિષ્યો અને ભક્તોનો પ્રેમ તેઓ ઇચ્છે અને તેમાં તેઓ પાપ નથી માનતા ! કેવો વિરોધાભાસ ? પરંતુ એ લોકો પ્રેમનું સ્વરૂપ જ સમજ્યા નથી. રાગને પ્રેમ સમજી લીધો છે ! પ્રેમને રાગ સમજી લીધો છે !

નારદના ભક્તિસૂત્રમાં પ્રેમની સુસ્પષ્ટ પરિભાષા વાંચતા જ મારું રોમેરોમ પુલકિત થઈ ઊઠ્યું. એમ જ લાગ્યું જાણે જિનવચન હોય ! જાણે ભગવાન મહાવીરની જ વાણી ! નારદ કહે છે !

गुणरहितं कामनारहितं प्रतिक्षणवर्धमानम् ।
अविच्छिन्नं सूक्ष्मतरं अनुभवरुपम् ।।

(નારદ–ભક્તિસૂત્ર : ૨૪)

પ્રેમનું સ્વરૂપ ૧. ગુણરહિત, ૨. કામનારહિત,

૩. પ્રતિક્ષણ વર્ધમાન, ૪. સાતત્યસહિત ૫. સૂક્ષ્માતિ-સૂક્ષ્મ અને ૬. અનુભવાત્મક છે.

શું લખું? શું કહું? થોડાં વર્ષો પહેલાં... એ દિવસોમાં સાધક જીવનમાં રહેવું અસહ્ય બની ગયું હતું. ત્યાગ-વૈરાગ્યની ઉપલબ્ધિ ખોવાતી જતી હતી. હૈયે સૂનકારનો સન્નાટો હતો. આત્મભાવમાં રહીને, આ રુક્ષ વૈરાગ્યને જીરવવાનું અને તેના પર શ્રદ્ધા રાખવાનું મુશ્કેલ બન્યું હતું. ઘનગૂઢ વિષાદ છવાઇ ગયો હતો સમગ્ર જીવનમાં. અંતરનાય અંતરથી આર્તનાદ આવતો કે કંઈક આવો હોય પ્રેમ કે જે મને મળે, પણ આવો પ્રેમ આ સંસારમાં, જ્યાં સ્વાર્થ અને શોષણ છે, ત્યાં કયાં મળે? પરંતુ સાધકોના મોક્ષમાર્ગના પથિક કહેવડાવનારાઓની દુનિયામાં પણ એવો પ્રેમ જોવા ન મળ્યો. ત્યાં મળવાની તો વાત જ કયાં કરવી? અહીં પણ એ જ સ્વાર્થ અને શોષણ! હું પણ એમાંનો જ એક છું ને?

જે ગુણવાન દેખાય તેને જ પ્રેમ કરવામાં આવે છે, આથી પ્રેમ પામવા માટે ગુણવંત દેખાવાનો દંભ કરાય છે. મારામાં જો તેમને ગુણ નહિ દેખાય તો તેઓ મને પ્રેમ નહિ કરે. પરંતુ જો તેઓની ઇચ્છાઓ, કામનાઓ મારાથી પૂરી થતી હશે તો તેઓ જરૂર મને પ્રેમ કરેશે! જ્યાં સુધી હું તેમની ઇચ્છાઓ સંતોષતો રહીશ ત્યાં સુધી તેઓમાં મારા માટેનો પ્રેમ વધતો જશે પણ જેવી તેમની ઇચ્છાઓ અપૂર્ણ

રહેવા લાગશે કે તેમના પ્રેમમાં ઓટ આવશે. ક્યારેક પ્રેમ! ક્યારેક દ્વેષ! પ્રેમનો પ્રવાહ સતત વહેતો રહેતો જ નથી! પછી પ્રેમની સૂક્ષ્મ ભૂમિકા અને તેનો અનુભવ તો હોય જ ક્યાંથી?

નારદે વ્યાખ્યાયિત કરેલ પ્રેમ જેવો પ્રેમ બીજાઓથી આપણને મળે કે ન મળે, આપણે તો બીજાઓને એવો જ પ્રેમ કરવો, એ વાત મેં નક્કી કરી લીધી. આ નિર્ણયથી વિષાદનાં કાળાં ડિબાંગ વાદળાં બધાં વિખરાઇ ગયાં. એથી મેં મારી આત્મ-સાધનામાં એક નવી તાજગી અનુભવી. અને વૈરાગ્યભાવના વિશેષરૂપથી જ્ઞાનપૂત બની.

આ પત્રમાં આજે મેં મારી જ વાત લખી છે. તને વાંચવી ગમશે કે નહિ એ વિચાર જ મનમાં નથી ઉદ્‌ભવ્યો. લખવામાં મને આનંદ આવતો ગયો અને લખતો રહ્યો.

છેલ્લે થોડાક તારા ખબર-અંતર પૂછી લઉં. સ્વાધ્યાય, તત્ત્વચિંતન, સામાયિકમાં આનંદ આવતો હશે? પરમાત્મ-દર્શનમાં લીનતા આવે છે ને? લખજે, નિઃસંકોચ બની લખજે.

અત્યારે પ્રેમથી છલોછલ છું. તારા હૈયે પણ કામનારહિત, સાતત્યસહિત, અનુભવાત્મક પ્રેમનું પોયણું ખીલે, અને વિકસે તેવી મંગળ કામના.

મુંબઈ —પ્રિયદર્શન

તા. ૩-૮-૭૬

* પ્રેમ ન તો રાગ છે, ન તો મોહ. પ્રેમ ન તો કોઈ આસક્તિ છે કે ન કોઈ આકર્ષણ. પ્રેમ ન વાસના છે, ન કામ. પ્રેમ એ તો પવિત્ર અને દિવ્ય તત્ત્વ છે. અજ્ઞાની મનુષ્ય એને સમજી શકતો નથી.

* આપણે ખુદ આપણું આત્મનિરીક્ષણ કરવું પડશે. પ્રેમની મોટી મોટી ને રૂડી-રૂપાળી વાતો કરનારા આપણે ક્યાં ભટકી રહ્યા છીએ ? કેવી ભ્રમણાઓમાં ભ્રમિત બની રહ્યા છીએ ?

## પત્ર | ૯

પ્રિય મુમુક્ષુ,

ધર્મલાભ !

તારા જવાબની અપેક્ષા હતી, ફળી નહિ. છતાંય તને પત્ર લખવા કલમ લઈ બેઠો છું. ક્યારેક એવું બની જાય છે ! ક્યારેક એવું પણ બને છે કે પત્ર આવ્યા બાદ બબ્બે મહિના સુધી જવાબ નથી લખી શકાતો. 'અત્યારે સમય નથી. સમય મળે, શાંતિથી વિગતવાર લખીશ. લખવાનો અત્યારે મુડ નથી...' આમ વિચારમાં ને વિચારમાં સમય હાથમાંથી સરકી જાય છે. તો ક્યારેક પત્રની રાહ જોયા વિના જ, ભરચક પ્રવૃત્તિની વચ્ચે પણ પત્ર લખવા બેસી જઉં છું. આજ કંઈક એવું જ બન્યું છે.

'પ્રેમ'ના વિષયમાં લખવું એટલું બધું મુશ્કેલ છે કે એટલો પ્રેમ કરવો પણ મુશ્કેલ નથી! પણ મને એ અંગે લખવું એટલા માટે સરળ બની ગયું છે કે નારદના 'ભક્તિ-સૂત્ર'નો આધાર મળી ગયો છે! આ ઋષિએ 'પ્રેમ'ની વ્યાખ્યા કરીને પ્રેમની સૃષ્ટિને દિવ્ય બનાવી દીધી છે. પ્રેમની દુનિયામાં દિવ્યતાનાં દર્શન કરાવ્યા છે. પ્રેમ ન તો 'રાગ' છે, ન તો 'મોહ.' પ્રેમ ન તો કોઈ 'આસક્તિ' છે, ન તો કોઈ 'આકર્ષણ.' પ્રેમ ન 'વાસના' છે, ન 'કામ'!

તને થશે : 'દુનિયામાં શું આવો પ્રેમ શકય છે ખરો? શું કોઈ વ્યક્તિમાં આવો પ્રેમ હોઈ શકે? હા, મુમુક્ષુ! એવો પ્રેમ શકય છે. સંભવિત છે. અશકય અને અસંભવિત હોય તો મહર્ષિએ તેની વાત છેડી જ ન હોત. મને આ ભારતીય મહર્ષિ નારદમાં સંપૂર્ણ વિશ્વાસ છે કે તેમણે પ્રેમનું સ્વરૂપ સ્પષ્ટ કર્યું છે તો એવો પ્રેમ જરૂર શકય છે. અલબત્ત દરેક માણસના જીવનમાં તે હોવાની સંભાવના નથી. જે મૂર્ખ છે, અજ્ઞાની છે, વિચારશૂન્ય અને વિવેકહીન છે એવો માણસ પ્રેમને સમજી જ નથી શકતો, તો પછી પ્રેમ કરવાનો તો સંભવ જ કયાં રહ્યો?

પ્રિય! કયારેય કદી સાંભળ્યું છે, પ્રેમ ગુણરહિત હોય છે? પ્રેમ દોષ-રહિત હોય છે, એમ કોઇ કહે તો આપણે તુર્ત માની લઇએ! સમજી જઇએ!

પણ એમણે તો કહ્યું કે 'પ્રેમ ગુણરહિત હોય છે!'

નારદ કહે છે : 'બીજાઓના ગુણ જોઈ અને જાણીને તેના પર પ્રેમ થાય છે, તેને પ્રેમ કહેવામાં આવે તો એ પ્રેમ નથી! પ્રેમનો આધાર વ્યક્તિનો ગુણ ન હોવો જોઇએ.' હું કહું કે 'તારામાં સારા સારા ગુણ છે, તું વિનયી છે, સેવાભાવી છે. ઉદાર છે, આથી મને તારા માટે પ્રેમ છે.' તો આ પ્રેમ નથી પણ પ્રેમાભાસ છે. કારણ કે મારા પ્રેમનો આધાર તારા ગુણ છે. આ ગુણ તારામાં હશે ત્યાં સુધી જ મારો પ્રેમ ટકશે. એ ગુણ ઘટચા કે ગાયબ થયા કે પ્રેમ પણ પૂંઠ ફેરવી જશે! અરે! તારામાં ગુણ છે જ. પણ મારી નજરમાં નથી આવતા, તોય તારા માટેનો પ્રેમ નહિ ટકે! એ પ્રેમ–સંબંધ આગળ પૂર્ણવિરામ જ મુકાઈ જવાનું!!

તૂટે તે પ્રેમ નથી! પ્રેમ અતૂટ તત્ત્વ છે, 'અવિચ્છિન્ન' છે એ તત્ત્વ. આપણે બોલીએ છીએ: 'એની સાથેનો મારો પ્રેમ છૂટી ગયો. તૂટી ગયો. ભાઈ મારા! એ પ્રેમ હતો જ નહિ કે જે તૂટી ગયો. પ્રેમના પરિવેશમાં એ કોઈ બીજું જ તત્ત્વ હતું. એ તત્ત્વ અખંડ અને અવિભક્ત ન હતું.

પ્રેમનો આધાર ગુણ ન બની શકે, કારણ કે સંસારી જીવોના ગુણો કાયમ નથી ટકતા. આજ એક વ્યકિતમાં ઉદારતા દેખાય છે, બીજી સવારે તે ઉદારતા તેનામાં જોવા ન પણ મળે! તેના બદલે કંજુસાઈ પણ જોવા–

અનુભવવા મળે. આપણે જો પ્રેમનો આધાર ઉદારતાને બનાવ્યો તો તે પ્રેમ પ્રેમનો આભાસ બની રહેશે. કારણ કે એ વ્યક્તિની ઉદારતા ચાલી જતાં આપણો માનેલો પ્રેમ પણ ચાલ્યો જશે!

કોઈ પણ ગુણ હોય, કેવો પણ ગુણ હોય, કોઇનો પણ ગુણ હોય, સંસારમાં કોઈ ગુણ શાશ્વત્ નથી. કોઇ ગુણ અવિનાશી કે અપરિવર્તનીય નથી. ઉદારતા હોય, ગંભીરતા હોય, સત્યભાષિતા હોય, દાન, શીલ અને તપ હોય... કોઈ પણ ગુણ સનાતન–શાશ્વત્ નથી! એ વ્યક્તિમાં તે ગુણ ચિરકાળ રહેશે જ, તેવો કોઈ અબાધિત નિયમ નથી. ઘડીક માની લઈએ કે તેનામાંથી ગુણ ચાલ્યો ગયો નથી, તેનામાં ગુણ છે જ, પરંતુ આપણી જોવાની દૃષ્ટિ જ બદલાઈ ગઈ, જોવાના મનોભાવ જ બદલાઇ ગયા, તો આપણને તેનામાં ગુણ હોવા છતાંય આપણી આંખે તે નહિ ચડે!

તો મુમુક્ષુ! સમજી ગયો ને 'ગુણરહિત પ્રેમ'નું તાત્પર્ય? આપણો પ્રેમ એટલા માટે પલટાય છે કે આપણે પ્રેમનો આધાર જ પરિવર્તનીય પસંદ કર્યો છે. ગુણ પરિવર્તનશીલ છે. આધાર જ પરિવર્તનશીલ હોય ત્યાં આધેય ક્યાંથી સ્થાયી રહે? ઘડો હાલશે તો ઘડાનું પાણી પણ હાલવાનું જ! મકાન જ તૂટી પડે તો તેમાં રહેનાર સલામત રહી કેવી રીતે શકે?

નારદ કહે છે: 'ગુણોને પ્રેમનો આધાર ન બનાવો.' દોષ તો પ્રેમનો આધાર ક્યારેય ન બની શકે, આથી દોષને આધાર બનાવવાની વાત કરવાનો કોઈ અર્થ જ નથી. બીજાના દોષ જોઇને, તેમની દુર્બળતાઓ જાણીને એવા સાથે કદી કોઇનો પ્રેમ થયો છે ખરો ? ક્યારેય નહિ. પ્રેમનો આધાર ગુણ જ બને છે. આપણે બનાવીએ છીએ. આથી જ પ્રેમભંગ થાય છે અને તેથી આપણે ભાંગી પડીએ છીએ. હતાશ બની જઇએ છીએ.

ગુણની બે ગતિ છે: કાં તો ગુણ નષ્ટ થઈ જાય છે. કાં તે ગુણ દેખાતા નથી! કાં તો ગુણ બદલાઈ જાય, કાં તો આપણી જોવાની દૃષ્ટિ! સરવાળે પ્રેમના નામની પોક અને પ્રેમનું ધિક્કારમાં પરિવર્તન! વાસ્તવમાં એ પ્રેમ જ નથી હોતો, જે નષ્ટ થઈ જાય, બદલાઈ જાય. પ્રેમ તો અવિચળ અવિનાશી તત્ત્વ છે.

તને કદાચ શંકા થશે : તો શું પ્રેમ નિરાધાર હોઇ શકે? હા, હોઇ શકે છે. પ્રેમ નિરાધાર પણ હોઈ શકે, એટલે જ તો નારદે કહ્યું. તું કહીશ; 'આપણે તો બીજા માણસના ગુણ જોઇએ છીએ એથી પ્રેમ થઈ જાય છે.' પણ મારા પ્યારા મુમુક્ષુ! એ પ્રેમ નથી હોતો. હોય છે માત્ર આકર્ષણ! આકર્ષણ પ્રેમ નથી. આકર્ષણ સદાય ક્ષણિક હોય છે. રબ્બર ખેંચી શકાય છે. પરંતુ

ખેંચાયેલા રહેવું એ તેના સ્વભાવબહાર છે. ખેંચનાર રબ્બર છોડી દે તો કેવું થઇ જાય? જેવું હતું તેવું જ ને? કોઈના ગુણ અથવા કોઈ શકિત જોઈ માણસ તેના તરફ ખેંચાય છે, પણ એ ખેંચાણ સ્થાયી નથી હોતું.

હવે બીજી દૃષ્ટિએ ગુણરહિત પ્રેમના સ્વરૂપનો વિચાર કરીએ. ગુણ જોઇ પ્રેમ થઇ જાય છે તો દોષ જોઇને દ્વેષ જરૂર થવાનો. પ્રેમનો આધાર ગુણ બનાવ્યો તો દ્વેષનો આધાર દોષ બની જ રહેવાનો! શું દરેક માણસમાં ગુણ જ હોય છે? દોષ નથી હોતા? દરેક સંસારી જીવમાં ગુણ અને દોષ બંને હોય છે. એથી શું થાય છે, તે તને ખબર છે? આપણા જીવનમાં એ થઇ રહ્યું છે. ગુણના બદલે દોષ જ જોવાની આપણને ટેવ પડી ગઈ છે.

તને મારા માટે પ્રેમ છે કારણ કે તું મારામાં ગુણ જુએ છે. એક દિવસ એવો આવશે કે તારો મારા માટેનો પ્રેમ પલાયન થઈ જશે! આજે મારામાં જે ગુણ છે, સંભવ છે કાલે તે ન પણ રહે. આજ તારી ગુણદૃષ્ટિ છે, એમ પણ બને કે તું કાલથી દોષ-દૃષ્ટિથી જ મને જુએ! તો તારો પ્રેમ નહિ ટકે! તૂટી જ જવાનો તે.

'ગુણરહિત પ્રેમ કરવાની પ્રેકટીસ કરવી પડશે! એ પ્રેકટીસ–અભ્યાસ માટે 'મૂર્તિ' છે, 'પ્રતિમા' છે. પ્રતિમા પાષાણની હોય કે સોનાની, તેનામાં ન

કોઈ ગુણ છે, ન કોઇ દોષ! પ્રેમરસપારંગત પરમ મહર્ષિઓએ એ પ્રતિમા સાથે પ્રેમ કરવા કહ્યું છે! પરમાત્માની એ પાષાણ–પ્રતિમા જોતાં જ રોમાંચ થવો જોઇએ. આંખોમાં આનંદનાં આંસુ ઊભરાઈ આવવાં જોઇએ. કહ્યું છે ને કે પાષાણથી પ્રેમ કરતાં શીખશો તો આત્માને પરમાત્મા પ્રત્યે પ્રેમ કરવાનું આવડશે. ગુણરહિત પ્રતિમા સાથે પ્રેમ કરતાં શીખો!

'એ પ્રતિમામાં આકાર તો હોય છે ને? સૌંદર્ય તો હોય છે ને? એથી તો પ્રેમ થાય છે. ત્યાં પણ પ્રેમનો આધાર સૌન્દર્ય–ગુણ બને છે'–આવી શંકા તારા મનમાં સળવળતી હશે કદાચ. સાચી વાત છે. જડ પદાર્થોમાં પણ આપણે ગુણ જોઇએ છીએ અને તેને પ્રેમ કરીએ છીએ. પરંતુ આપણા જ્ઞાની પુરુષો જાણતા હતા આવી શંકાઓને, આથી આકાર–હીન પથ્થરોને પ્રેમ કરવાનું કહ્યું! કહ્યું છે ને? લોકો એવા પથ્થરોને પણ પ્રેમ કરે છે ને? 'ગુણરહિત પ્રેમ'નો અભ્યાસ આવા પથ્થરો સાથે પ્રેમ કરવાથી શરૂ થાય છે.

આકાર રહિત–આકૃતિહીન પથ્થરોથી જે ગુણરહિત છે, તેની સાથે પ્રેમ કરવાનું શીખવવું પડશે. શત્રુંજયના પહાડી પથ્થરો સાથે પ્રેમ કરીએ છીએ ને? કેવું રૂપ–સૌંદર્ય હોય છે એ પથ્થરોમાં? છતાંય તેને પ્રેમ કરીએ છીએ.

પરંતુ આપણું મન વિચિત્ર છે. જ્યાં મન કોઈ

ગુણને નથી જોતું ત્યાં એ કોઇને કોઈ કામના–અપેક્ષાથી પ્રેમ કરે છે. ‘આ પથ્થરને પૂજવાથી, પથ્થરને પગે લાગવાથી ધન મળે છે. પદ મળે છે. સંતાન મળે છે. મનની ઇચ્છા પૂરી થાય છે અથવા પુણ્ય ભેગું થાય છે.’ આવી કામનાથી મન એ આકૃતિ-હીન, સૌન્દર્યહીન, ગુણરહિત પથ્થરને પણ પ્રેમ કરવા માંડે છે.

નારદને મનની આ અવળચંડાઈનો ખ્યાલ હતો જ. તે જાણતા હતા કે માણસ ગુણરહિત પથ્થરો અને ગુણરહિત માણસોને પ્રેમ કરશે જ, જો તેમનાથી તેની મનોકામના પૂર્ણ થતી હોય! આથી તેમણે કહ્યું – ‘પ્રેમ કામનારહિત’ હોવો જોઇએ. માત્ર ગુણરહિત જ નહિ, કામનારહિત પણ.

નારદે આમ શાથી કહ્યું? કંઈક પામવાની અપેક્ષાથી માણસ પ્રેમ કરશે તો તેનો પ્રેમ અતૂટ નહિ રહે. જ્યારે એની અપેક્ષા નહિ સંતોષાય ત્યારે તેનો પ્રેમ ખલાસ થઈ જશે. આમ જ બની રહ્યું છે આ સંસારમાં. દરેક માણસ કોઇને કોઈ કામના–અપેક્ષાથી જ બીજાને પ્રેમ કરે છે, માને છે ‘પ્રેમ કરું છું” હકીકતમાં તે પ્રેમ નહિ, સ્વાર્થ હોય છે. પ્રેમનો માત્ર અંચળો હોય છે.

આપણે ખુદ આપણું આત્મનિરીક્ષણ કરવું પડશે. ‘પ્રેમ’ની મોટી મોટી ને રૂપાળી રૂપાળી વાતો કરનાર આપણે ક્યાં ભટકી રહ્યા છીએ? કેવી

ભ્રમણાઓમાં ભ્રમિત બની રહ્યા છીએ ? બાટલી પર લેબલ છે ટોનિકનું અને પી રહ્યા છીએ હલાહલ ઝેર ! માનીએ છીએ પ્રેમ કરી રહ્યા છીએ અને કરીએ છીએ ઇચ્છાઓની પૂર્તિની મહેનત !

જે આપણી અપેક્ષાઓ પૂરી ન કરે તેમને આપણે પ્રેમ કરીએ છીએ ? જેનામાં ગુણ નથી તેની સાથે શું પ્રેમ કરીએ છીએ ?

માતાનો બાળક પ્રત્યે જે પ્રેમ હોય છે તેને 'પ્રેમ' એટલા માટે કહ્યો છે કે બાળકથી તેની કોઈ કામના–અપેક્ષા પૂરી ન થાય તો પણ માતાનો પ્રેમ બાળકને મળતો રહે છે બાળકમાં દોષ હોય તો પણ માનો પ્રેમ તેને મળતો રહે છે. એથી બાળકના દોષ દૂર થઈ જાય છે. દોષ જોઈ માતા બાળકની ઘૃણા કે તિરસ્કાર કરવા લાગે તો બાળકના દોષ વધતા જવાના. બાળક બગડી જવાનું. બાળક પ્રેમથી જલ્દી સમજી જાય છે. ઘૃણાથી, તિરસ્કારથી, તેને ઘાંટા પાડવાથી, ધમકાવાથી કે મારવાથી તે નહિ સમજે. નહિ સુધરે. ડરથી કદાચ તે ભૂલ નહિ કરે પરંતુ ભૂલ કરનારું તેનું મન નહિ સુધરે. પ્રેમથી–ગુણરહિત, કામના–રહિત પ્રેમથી તેનું માનસપરિવર્તન જરૂર થશે.

એ જ પ્રમાણે પત્નીનો પ્રેમ, પતિ પ્રત્યેનો પ્રેમ ગુણરહિત અને કામનારહિત હશે તો એ પત્ની પતિની ધર્મપત્ની–સહધર્મિણી બની પ્રેમની

હેવી બની રહેશે. કોઈનો પણ, કોઈના ય પ્રત્યે પણ પ્રેમ જો ગુણરહિત, કામનારહિત હશે તો જ એ પ્રેમ સાચો પ્રેમ. દિવ્ય પ્રેમ કહેવાશે, અન્યથા એ માત્ર વાસના જ બની રહેશે.

પ્રિય મુમુક્ષુ !. 'કામનારહિત પ્રેમ' અંગે વિશેષ ગંભીર ચિંતન પછીના પત્રમાં લખીશ, મને તો થાય છે, બસ, લખતો જ રહું. પરંતુ સમયના બંધન નડે છે. ન માલુમ કાલાતીત અને ક્ષેત્રાતીત ક્યારે બનીશ ? પરમાનંદ અને પરમાત્માની અનંત અનુભૂતિ તો ત્યારે જ થઈ શકશે.

પરમાત્માની કૃપાથી પ્રસન્નતા છે અહીં. એવી કૃપા તને પણ પ્રાપ્ત થાય તેવી શુભેચ્છા.

મુંબઈ —પ્રિયદર્શન

તા. ૩–૯–'૭૬

* ભૌતિક સુખોની કામના અને અપેક્ષાથી થતી ધર્મક્રિયાઓ પણ વિષક્રિયા બની જાય છે. કામના ઇચ્છા...એ જ ઝેર છે. આ ઝેર હૃદયની નિર્મળતાને...પવિત્રતાને મારી નાંખે છે.
* માત્ર રૂપ-સૌંદર્ય અને યૌવન પાછળ પાગલ માણસ પ્રેમ તો નથી જ કરતો પણ પ્રેમની ક્રૂર મજાક કરે છે.
* એ જ સાચો પ્રેમ છે જ્યાં કંઈ મેળવવાની અપેક્ષા નથી, ત્યાં તો હોય છે માત્ર આપવાની જ ભાવના.

## પત્ર | ૧૦

પ્રિય મુમુક્ષુ !

ધર્મલાભ.

તારો પત્ર નથી. આ દરમ્યાન એક અજાણ અપરિચિત વ્યક્તિનો પત્ર આવ્યો છે. ઓગષ્ટ અને સપ્ટેમ્બરના પત્રો વાંચી તેણે એટલો બધો આનંદ વ્યક્ત કર્યો છે કે વાંચીને ગદ્‌ગદ્‌ થઇ ગયો. એ પત્રો વાંચીને એ ભાઇને તો નવું જીવન મળી ગયું છે. તેના હૈયે એક અનોખો ઉમંગ ઉમટી રહ્યો છે.

મેં તને લખ્યું જ હતું કે મહર્ષિ નારદે પ્રેમના સ્વરૂપનું અદ્‌ભુત વિશ્લેષણ કર્યું છે. પ્રેમનું સ્વરૂપ નિર્ગુણ અને નિષ્કામ

કહ્યું છે. હા, દુનિયામાં તું આવો પ્રેમ શોધવા નીકળીશ તો કદાચ તું નિરાશ થઈશ. પણ બીજાના જીવનમાં આવો પ્રેમ શોધવાને બદલે તું તારા જ જીવનમાં આવું પ્રેમતત્ત્વ પ્રગટાવ. એ જ આ લખવાનો મારો આશય છે. તું બીજામાં કેવી રીતે પ્રેમની શોધ કરીશ? પ્રેમ ન આંખોથી દેખી શકાય છે, ન કાનથી સાંભળી શકાય છે. પ્રેમ કંઈ જોવા–સાંભળવાની વસ્તુ નથી. આથી બીજાઓમાં પ્રેમ હશે તો પણ તું તેને જાણી નહિ શકે.

પ્રિય! આ માટે તો તું કોઈ વ્યક્તિને આવો પ્રેમ કરીને તેનો અનુભવ કર. ગુણરહિત અને દોષરહિત વ્યક્તિ ક્યાં મળે? સંસારનો દરેક માણસ ગુણ–દોષવાળો હોય છે. માણસમાં ગુણદોષ હોવા છતાંય આપણા પ્રેમનો આધાર – પ્રેમનું માધ્યમ ગુણ–દોષ ન બને એવી દૃષ્ટિ જોઈએ. રૂપ, સૌંદર્ય, લાવણ્ય, યૌવન આ બધા પણ ગુણ છે. આપણા પ્રેમનો આધાર આ પણ ન બનવાં જોઈએ.

પ્રેમની બીજી શરત છે, નિષ્કામવૃત્તિ.

નિષ્કામ ભક્તિ, નિષ્કામ પ્રેમ, નિષ્કામ કર્મ વગેરે વાતો તો તેં ઘણી જ સાંભળી હશે. સકામ ભક્તિ અને સકામ પ્રેમની હેયતા પણ સાંભળી જ હશે? કોઈ પણ ઇચ્છા, કામના, અપેક્ષા અભિલાષાથી પરમાત્મભક્તિ કે ગુરુસેવા નહિ કરવી જોઈએ. એવી સકામ વૃત્તિથી કોઈ ધર્મક્રિયા પણ ન કરવી જોઈએ. આપણે જો કોઈ લૌકિક કામનાથી પરમાત્માની પૂજા કરતા હોઈએ, ગુરુસેવા કરતા હોઈએ,

શીલનું પાલન કરતા હોઈએ કે તપ કરતા હોઇએ, તો એ તમામ ધર્મક્રિયાઓ પણ વિષક્રિયાઓ બની રહેશે. વિષ એટલે ઝેર. ભલે તે ધર્મક્રિયાઓ દેખાતી હોય પણ જીવને તે મારે છે.

'આ ચમત્કારી ભગવાન છે. તેમની પૂજા–ભકિત કરીશ તો મારાં દુઃખો દૂર થઇ જશે. હું લખપતિ બનીશ...' આવી કોઈ કામનાથી માણસ પ્રભુપૂજા કરે છે તો તેનો પરમાત્મ–પ્રેમ અને પૂજાની ક્રિયા ઝેરી બની રહે છે. 'આ ગુરુની સેવા કરવાથી મને પુત્રપ્રાપ્તિ થશે, કોર્ટમાં કેસ જીતી જઈશ...' આવા વિચારોથી પ્રેરાઇને માણસ ગુરુને પ્રેમ કરે છે, ગુરુની સેવા કરે છે તો એ પ્રેમ અને સેવા પણ ઝેરમય બની જવાની. એવી ધર્મક્રિયા વિષક્રિયા બની જાય છે, 'હું દાન આપીશ તો સમાજમાં મારી આબરૂ વધશે...હું બ્રહ્મચર્યનું પાલન કરીશ તો મારું શરીર સારું રહેશે, નિરોગી રહેશે...હું તપ કરીશ તો મારું સન્માન થશે...' આ બધી પ્રવૃત્તિઓ–કામનાઓ પવિત્ર ધર્મક્રિયાઓના સત્ત્વને સૂકવીને તેને ઝેરી બનાવી દે છે. તેમાં કોઇ સાચો ધર્મપ્રેમ નથી. પ્રેમ તો નિષ્કામ જોઈએ. કોઈ કામના નહિ. કોઈ અપેક્ષા નહિ.

કોઈ અપેક્ષાથી, વળતા બદલાની કોઈ ગણતરીથી કોઈ બિમારની સેવા કરવામાં આવે, દીન–દુઃખીને આર્થિક સહાય કરવામાં આવે તો એ સેવા અને સહાયતા પણ વિષમિશ્રિત બની જવાની. કામના જ કાળકૂટ ઝેર છે.

ઇચ્છા જ ઝેર છે. આ ઝેર હૃદયની નિર્મળતાને, પવિત્ર-તાને મારી નાખે છે. આ ઝેર પ્રેમની પ્રતિમાને તોડી-ફોડી નાખે છે. અપેક્ષાઓથી પ્રેમ વધતો નથી.

પ્રેમનું લક્ષણ છે : પ્રતિક્ષણ વૃદ્ધિ.

માત્ર ભૌતિક ધન-દૌલત અને કીર્તિ-પ્રતિષ્ઠા માટે દોડાદોડ કરતો માણસ નિષ્કામ પ્રેમ કેવી રીતે કરી શકે? એ કોઇનો સાચો પ્રેમી નથી બની શકતો. **માત્ર રૂપ-સૌંદર્ય અને યૌવન પાછળ જ પાગલ માણસ પ્રેમ તો નથી કરતો પણ પ્રેમની ક્રૂર મજાક કરે છે, કયાં છે પરમાત્મ-પ્રેમ ? કયાં છે ગુરુપ્રેમ અને માનવપ્રેમ ? આ સંસારમાં સ્વાર્થ-પૂર્તિ અને શોષણ સિવાય બીજું કંઈ છે ખરું ?**

એક પ્રસંગ વાંચ્યો હતો :

એક મંદિર હતું. મંદિરમાં ચમત્કારિક શિવમૂર્તિ હતી. જંગલમાં હતું આ મંદિર...પણ તેમાં ચમત્કારિક ભગવાન હતા ને ! લોકો અનેક કામનાઓ લઇને આવતા. તેમાં એક ભીલ આવતો. હૈયે કશી જ કામના રાખ્યા વિના તે મંદિરમાં આવતો. શંકરને તે ખરા જિગરથી પ્રેમ કરતો.

એક દિવસ એક શેઠ શંકરની પૂજા કરી ધ્યાન ધરીને બેઠા હતા, ત્યાં પેલો ભીલ પણ આવ્યો. તે પોતાના મોંમાં પાણી ભરીને આવ્યો હતો. હાથમાં પૂજા માટે થોડાંક

ફૂલ પણ હતા. એ પાણીથી તેણે શંકરનો જળાભિષેક કર્યો અને ફૂલો ચડાવ્યાં. પછી પૂછ્યું : 'કેમ છો શંકર ?' અને શંકરની પ્રતિમા બોલી ઊઠી : 'મારા વ્હાલા ભક્ત ! હું તો કુશળ છું. તું યે કુશળ છે ને ? માગ માગ ! શું જોઈએ તારે ?'...અને કશું જ માગ્યા વિના ભીલ ચૂપ-ચાપ ચાલ્યો ગયો.

શેઠ તો શંકર અને ભીલની વાતચીત સાંભળી દંગ જ રહી ગયા ! તેમને થયું : 'આ તે કેવા ભોળા શંકર છે ? એ ગમાર ભીલ પર પ્રસન્ન થઈ તેને જે જોઈએ તે માગવા કહે છે અને હું કેટલા ભાવથી તેની ભક્તિ કરું છું ! કેવાં કેવાં સુંદર ફૂલો ચડાવું છું ! મીઠાઈ ધરું છું ! અને મારા પર તો પ્રસન્ન થતા નથી. સાચે જ જેવો તેમનો ભક્ત તેવા જ આ ભગવાન જણાય છે...!'

શેઠ નિઃસંતાન હતા. પુત્રકામનાથી તે રોજ શંકરના મંદિરે આવતા. બીજી વાર શેઠ આવ્યા. તેમણે જોયું તો શંકરની એક આંખ ન હતી. કોઈ ઉખાડીને લઈ ગયું હતું. શેઠે આંખ ચોરનારને બે–ચાર ગાળ ચોપડી દીધી અને કહ્યું : કાલે બજારમાં જઈને કાચની એક આંખ લઈ આવીશ અને ભગવાનને ચીટકાડી દઈશ...'

એટલામાં પેલો ભીલ આવ્યો. આવતાં જ તેણે મોંમાં ભરેલા પાણીથી પીચકારી મારી શંકરને અભિષેક કર્યો અને ચરણે ફૂલ ચડાવ્યાં. તેણે પણ જોયું કે

ભગવાનની એક આંખ ગૂમ થઈ ગઈ છે, ચકિત અને ચિંતિત સ્વરે તે બોલી ઊઠયો : 'અરે શંકર ! તારી એક આંખ ક્યાં ગઈ ! તને એક આંખ અને મને બે આંખ ? એ કેમ ચાલે, શંકર ? લે, મારી એક આંખ તને આપું...' એમ કહી તેણે પોતાના તીરથી આંખ કાઢીને શંકરને લગાડી લીધી ! આંખ – જીવતી આંખ નીકળી જવાથી ભીલની આંખમાંથી લોહીનો ફ્ફળો છૂટયો.

શેઠ તો ભીલનું આ સાહસ જોઈ ઠરી જ ગયા. થોડા ગભરાયા, પણ ત્યાં શંકરની મૂર્તિ બોલી : 'શેઠ ! જોયો મારો ભક્તનો પ્રેમ ? એ મારી પાસે લેવા નહિ, દેવા આવે છે ! જ્યારે તું ? લેવા આવે છે. આપે તો તું પણ છે. પરંતુ આપે છે તેનાથી હજારગણું લેવાની તારી દાનત છે ! તું મને થોડો પ્રેમ કરે છે? તારે તો પુત્ર જોઈએ છે ! આ ભીલ તો કશું જ માગતો નથી. મારી પાસેથી તેને કશું જ જોઈતું નથી. મને તો નિષ્કામ પ્રેમી જ પ્રથમ અને વધુ ગમે છે...!'

મુમુક્ષુ ! એ અભણ ગમાર ભીલ પાસે વિશુદ્ધ પ્રેમનું અમૃત હતું. બુદ્ધિમાન શેઠ પણ શંકરની પૂજા અને ભક્તિ કરતા હતા પરંતુ તેમની પૂજા–ભક્તિ કામનાપ્રેરિત હતી, આથી તે ઝેરીલી બની ગઇ. કહેવાનું તાત્પર્ય એ છે કે **પ્રેમનો સંબંધ વિદ્વત્તા કે બુદ્ધિ સાથે નથી ! સત્તા અને સંપત્તિ સાથે પણ તેને કોઈ સગપણ નથી. પ્રેમનો સંબંધ તો છે નિષ્કામ હૈયાથી !**

શ્રી હેમચંદ્રસૂરિજીએ રાવણને પરમાત્માના નિષ્કામ ભકત તરીકે ઓળખાવ્યો છે. રાવણની અનુપમ અને અદ્ભુત પરમાત્મ-ભકિતથી એક વાર નાગરાજ ધરણેન્દ્ર પ્રસન્ન થયા. કહ્યું : 'રાવણ ! તારી પરમાત્મ-ભક્તિથી હું પ્રસન્ન થયો છું. દેવ-દર્શન નિષ્ફળ નથી જતું. હું નાગરાજ ધરણેન્દ્ર છું. માગી લે મારી પાસે...'

રાવણે કહ્યું : 'પરમાત્મ-ભક્તિથી આપ પ્રસન્ન થાવ તે સહજ છે, કારણ આપ પણ પરમાત્માના ભકત છો. એક ભકતને બીજા ભકત પર વ્હાલ ઊભરાય જ. પરંતુ મારે આપની પાસેથી કશું જ નથી જોઈતું. પરમાત્મ-ભકિતથી મને જે મળવાનું હતું તે મળી ગયું છે. પરમાત્મ-ભકિતથી અપૂર્વ આનંદ મળી ગયો છે. મન-ચિત્ત પ્રસન્નતાથી છલકાઈ રહ્યું છે. નાગરાજ! આપ જ કહો, આથી વિશેષ શું જોઇએ ?'

રાવણની આવી નિષ્કામ ભાવનાથી ધરણેન્દ્ર ખૂબ જ ખૂશ થયા. રાવણની તેમણે ભારોભાર પ્રશંસા કરી. રાવણનો પરમાત્મ-પ્રેમ દિનપ્રતિદિન વધતો ગયો. વધતો જ રહ્યો, રાવણ સાચો પરમાત્મ-પ્રેમી હતો.

તું કહીશ : 'પરમાત્મા પ્રત્યે તો નિષ્કામ પ્રેમ થઈ શકે પરંતુ માણસો સાથે તો આવો પ્રેમ અસંભવ લાગે છે ! કામનાવાળાઓ સાથે કામનારહિત પ્રેમ થઈ જ કેવી રીતે શકે ?'

થઈ શકે છે, મારા વ્હાલા! થઈ શકે છે. નિષ્કામ પ્રેમીને નિષ્કામ પ્રેમ કરવો તો સરળ છે! વિશેષતા તો કામનાવાળાઓને નિષ્કામ પ્રેમ કરવામાં જ છે. એક સન્નારીએ કર્યો હતો, આવો નિષ્કામ પ્રેમ! એ સન્નારી હતા મયણાસુંદરી. તેમણે કુત્સિત અને ભયાનક કોઢના રોગી ઉંબરરાણાને કશી જ કામના વિના પ્રેમ કર્યો હતો। આચાર્ય શ્રી રત્નશેખરસૂરિજીએ મયણાસુંદરીના પાત્રને નિષ્કામ પ્રેમમૂર્તિનું પાત્ર ચિત્રાંકિત કર્યું છે. તેમનો પ્રેમ કામનારહિત ન હોત તો એ પ્રેમ અતૂટ અને અખંડ ન રહેતાં ટુકડેટુકડા થઈ જાત. શ્રીપાળ બીજી રાજકન્યાઓને પત્નીઓ બનાવી લઈને આવ્યા ત્યારે મયણાસુંદરીનો પ્રેમ ઈર્ષ્યા અને દ્વેષની આગમાં બળીને ખાખ થઈ ગયો હોત. શ્રીપાળ માટે મયણાને વિમળ અને વિશુદ્ધ, નિરપેક્ષ અને નિષ્કામ પ્રેમ ન હોત તો; શ્રીપાળ પરદેશમાં હતા ત્યારે તેમના માટે મંગળકામનાઓ ન કરત. તેમના સુખ અને શાન્તિ માટે પ્રાર્થના ન કરત. શ્રીપાળનો મયણા પ્રત્યે પ્રેમ વધતો જ ગયો. સમજાય છે ને હવે કે નિષ્કામ પ્રેમ થઈ શકે છે?

નિષ્કામ પ્રેમની એક બીજી પણ બાજુ છે. હૈયે વર્તમાનજીવનનાં સુખ–સાહ્યબી કે કીર્તિ–પ્રતિષ્ઠાની કોઈ કામના ન હોય પરંતુ પરલોકનાં દૈવી–દિવ્ય સુખોની કામના હૈયે ભરીને પરમાત્માને પ્રેમ કરવાનો ડોળ કરાય. ગુરુપ્રેમની વાતો કરે, ધર્મપ્રેમનો દેખાડો કરે, પ્રભુપૂજા એટલા માટે કરે છે કે દેવલોકના સુખ મળે! વ્રત–તપ–

જપ-નિયમ એટલા માટે કરે છે કે તેના ફળથી દિવ્ય વૈભવ અને દિવ્ય દેહ મળે !

પ્રિય મુમુક્ષુ ! આ પરમાત્મ-પ્રેમ કે ધર્મપ્રેમ નથી, એ તો ધીમું ઝેર–Slow Poison છે; તે આત્માના સત્ત્વને ધીરે ધીરે ખતમ કરી નાખે છે. દેખાય નિષ્કામ પ્રેમ, પણ હોય છે સકામ પ્રેમ !

પ્રેમની પાછળ કંઇપણ પામવાની–મેળવવાની કામના, પછી તે આ લોકમાં મેળવવાની હોય કે પરલોકમાં, એ પ્રેમ કામનાસહિત પ્રેમ છે. આથી જ હું સતત કહેતો રહ્યો છું કે એ જ સાચો પ્રેમ છે કે જ્યાં કંઇ મેળવવાની અપેક્ષા નથી, ત્યાં તો હોય છે માત્ર દેવાની જ ભાવના. સમર્પણની જ ભાવનાથી હૈયું સભર હોય છે. જ્યાં નિરપેક્ષ–નિષ્કામ, સર્વસ્વનું સમર્પણ હોય ત્યાં જ સાચો પ્રેમ હોય !

છેલ્લે એક સ્પષ્ટતા કરી લઉં. પ્રેમની વિવિધ વ્યાખ્યાઓથી તારી બુદ્ધિને ગુંચવી નાખવા આ બધું નથી લખતો. લખું છું તારા મનની સમસ્યાઓને ઉકેલવા માટે, તારી બુદ્ધિ અને માન્યતાઓને નિર્ભ્રાન્ત કરવા માટે. મનનું સમાધાન જ તો પરબ્રહ્મની મગ્નતાનો હેતુ છે. મનના સમાધાન વિના સ્વભાવ–સુખની અનુભૂતિ શક્ય નથી. આથી મનનું સમાધાન કરતા જ રહેવું પડશે.

થોડીક મારી પણ વાત કરી લઉં ને ? આ ચાતુર્માસમાં ચિંતન–મનન–લેખન સંતોષજનક કહી શકાય તેમ થઈ

રહ્યું છે. **'જ્ઞાનસાર'** ગ્રન્થની અનુપ્રેક્ષા થઈ રહી છે. **'પ્રશમરતિ'** ગ્રન્થ પર વિવેચન પણ લખી રહ્યો છું. સાથોસાથ એક ધાર્મિક નવલકથાનું પણ સર્જનકાર્ય ચાલુ છે. અહીં રોજ **'શાન્ત સુધારસ'** ગ્રન્થ પર પ્રવચન આપું છું અને 'યોગબિન્દુ' ગ્રન્થનું અધ્યાપન ચાલુ છે. કોઈ થાક નથી. દરેક પ્રવૃત્તિમાં અને દરેક પળે પ્રસન્ન અને આનંદિત છું. નિર્ગુણ અને નિષ્કામ પ્રેમ જ શું આ સૌનો મૂળસ્રોત નહિ હોય ? જીવ માત્ર પ્રત્યે જ્યારે પણ આવી આંતર અનુભૂતિ થાય છે ત્યારે અપૂર્વ આનંદમાં ઓગળી રહું છું...! તું પણ એવા આનંદથી તરબતર બને તેવી શુભકામના...

મુંબઈ,
તા. ૨૦–૧૦–'૭૬

—પ્રિયદર્શન

* ઊંડાણમાં ઊતર્યા વિના રહસ્ય પ્રાપ્ત થતું નથી.
* પ્રેમ શબ્દનો ઉપયોગ એટલો બધો સામાન્ય અને ચલણી બની ગયો છે કે સામાન્ય બુદ્ધિવાળા માણસો તેથી ગુંચવાઇ જાય છે.
* જેના તરફથી કાંઈ પણ મળતું નથી. મળવાની આશા પણ નથી તેવાઓને નિઃસ્વાર્થભાવે પ્રેમ કરવો તે જ અસલી પ્રેમ છે. આવો સાચો પ્રેમ આત્મદૃષ્ટિ પામ્યા વિના સંભવિત નથી. આત્મજ્ઞાની જ સાચો પ્રેમી બની શકે.

પત્ર/૧૧

પ્રિય મુમુક્ષુ,

ધર્મલાભ !

તારો પત્ર મળ્યો. વાંચીને આનંદ.

બીજાઓના પણ પત્ર આવ્યા છે. આવે છે. પ્રેમના વિષયમાં કેટલાકે ઊંડો રસ લીધો છે. આ વિષયમાં હજી વધુ ઊંડા ઊતરવા તેમની અભિલાષા છે. આ એક શુભ નિશાની છે. ઊંડાણમાં ઊતર્યા વિના રહસ્યભૂત તત્ત્વની પ્રાપ્તિ થતી નથી.

'પ્રેમ' શબ્દનો ઉપયોગ એટલો બધો સામાન્ય અને ચલણી થઈ ગયો છે કે સામાન્ય બુદ્ધિવાળા માણસો તેથી ગૂંચવાઈ જાય છે. દ્વિધા અનુભવે છે. 'પ્રેમ' રાગ અને મોહથી ભિન્ન અલગ દિવ્ય તત્ત્વ છે.

આ વાત હું ભારપૂર્વક સકારણ કહી રહ્યો છું, કારણ, કે

—જ્યાં ગુણ અને કામના માધ્યમ બને ત્યાં પ્રેમ નથી.

—જ્યાં નિરંતર વૃદ્ધિ નથી અને ક્યારેક વૃદ્ધિ તો ક્યારેક હાનિ થાય છે ત્યાં પ્રેમ નથી.

—જે તૂટે છે, અખંડ નથી રહેતો તે પ્રેમ નથી.

—જે પ્રદર્શન—આડંબર માગે છે તે પ્રેમ નથી.

—જેની ગાઢ અનુભૂતિ થતી નથી તે પ્રેમ નથી.

હા, આ સૌમાં રાગ હોઈ શકે છે. મોહ હોઈ શકે છે. પણ પ્રેમ ભૂલથી ય નથી હોતો.

કોઈ કહે છે: 'મેં તો ગુણવાન સમજીને પ્રેમ કર્યો હતો. પરંતુ પરિચય થતાં ખબર પડી કે એ તો અવગુણોનો ભંડાર છે.' અને તેનો એ પ્રેમસંબંધ તૂટી જાય છે. તૂટી જ જાય ને? કારણ કે એ પ્રેમ નહોતો!

કોઈ કહે છે: 'મને તેના માટે ખૂબ જ પ્રેમ હતો તેના માટે મેં શું શું નથી કર્યું? શું નથી આપ્યું તેને? પણ એણે મારી કોઈ કદર જ ન કરી. હવે મને એના માટે પહેલાં જેટલો પ્રેમ નથી...'

પ્રેમ હોય તો ઘટે જ નહીં. પ્રેમ પાતળો પડયો એનો અર્થ જ એ કે એ પ્રેમ નહોતો! રાગ હતો.

કોઈ કહે છે: 'મારા અને એના પ્રેમને આખી દુનિયા જાણતી હતી!' દુનિયા તમારા પ્રેમને કેવી રીતે જાણી શકે? પ્રેમ સ્થૂળ નથી કે દુનિયા તેને આંગળી ચીંધી

ઓળખી બતાવે. એ તો સૂક્ષ્મ છે. અને સૂક્ષ્મ તત્ત્વ દુનિયા જાણી નથી શકતી. દુનિયાની નજરે પ્રેમનું તત્ત્વ આવી જ ન શકે. હા, રાગ આવી શકે, મોહ આવી શકે. પણ પ્રેમ તો નહિ નહિ જ, નહિ જ.

કોઈ કહે છે: 'મને તો આ દુનિયામાં કોઇ સાચો પ્રેમી જ નથી જોવા મળતો. બધા જ સ્વાર્થના સગા છે.'

વાહ! પ્રેમની કેવી પરખ?!!! પોતાનો સ્વાર્થ સધાયો ત્યાં સુધી પ્રેમ! સ્વાર્થ ન સર્યો તો પ્રેમ નહિ!! સાચી વાત કહે છે આવા લોકો. એવાઓને બધા સ્વાર્થી જ જણાય છે.

જાણે છે, કેમ?

તેમનો પોતાનો સ્વાર્થ કોઇએ પૂરો નથી કર્યો ને એટલે પોતે સ્વાર્થી હોય છે અર્થાત્ કોઇને કોઈ ઇચ્છા, કામના, વાસના હૈયે લઇને જીવતા હોય છે અને તે બધી પૂરી નથી થતી એટલે તેઓ બીજાઓને પણ સ્વાર્થી કહે છે.

મારા વ્હાલા મુમુક્ષુ! તને હું પૂછું કે શું તું કોઇનો નિઃસ્વાર્થ પ્રેમી બન્યો છે? કશા જ સ્વાર્થ વિના તેં કોઈને પ્રેમ આપ્યો છે? ના. તો પછી તને નિસ્વાર્થ પ્રેમ ક્યાંથી મળે?

પ્રેમ તો સદાય સર્વત્ર નિસ્વાર્થ જ હોય છે. નિસ્વાર્થ ત્યાં પ્રેમ, સ્વાર્થ ત્યાં રાગ!

## ૮૬ તારા દુઃખને ખંખેરી નાખ...

એક ભાઈએ મને કહ્યું : 'દુનિયામાં બધા સ્વાર્થી જ છે, આથી હું તો કોઈને ય પ્રેમ નથી કરતો. હું બસ એક પરમાત્માને જ પ્રેમ કરું છું.'

મેં તેને પૂછ્યું : 'પરમાત્માને તારા થકી કોઈ સ્વાર્થ નથી પરંતુ શું તને પરમાત્માથી કોઈ જ સ્વાર્થ નથી ? તેના પ્રત્યે તારી કશી જ કામના નથી ?'

'પરમાત્માથી તો મને સ્વાર્થ છે જ !'

'એનો અર્થ એ કે તમારા માટે કોઈ સ્વાર્થ રાખે તો એ સ્વાર્થી અને તમે પરમાત્માથી સ્વાર્થ રાખો તો તમે નિઃસ્વાર્થી ? એના કરતાં સાફ કહોને કે તમારે આપવું કંઈ જ નથી અને બસ લે લે જ કરવું છે ? એટલે તમને જે આપતા નથી, તમારી અપેક્ષા પૂરી કરતા નથી તે તમને સ્વાર્થી લાગે છે ! પણ ભાઈ મારા ! યાદ રાખજો કે પરમાત્મા પણ જો તમારી કામના પૂરી નહિ કરે તો તેને પણ તમે એક દિવસ સ્વાર્થી જ કહેશો ! અને પછી તમે પરમાત્માને પણ છોડી દેશો.'

પ્રિય મુમુક્ષુ ! તારી ડાયરીમાં આ મોટા અક્ષરે નોંધી રાખ કે **જેની તરફથી કંઇપણ મળતુ નથી, મળવાની આશા પણ નથી, તેવાઓને પ્રેમ કરવો તે જ અસલી પ્રેમ છે. આવો સાચો પ્રેમ આત્મ-દૃષ્ટિ પામ્યા વિના સંભવિત નથી. સો ટકા શુદ્ધ પ્રેમ માટે તો પ્રથમ જોઇએ આત્મદૃષ્ટિ જ ! સચ્ચિદાનંદપૂર્ણ આત્મદૃષ્ટિ જ આવા દિવ્ય પ્રેમનું માધ્યમ છે.**

આત્મજ્ઞાની જ આવો પ્રેમી બની શકે છે. અથવા એમ કહો કે આવો પ્રેમીજન જ આત્મજ્ઞાની બની શકે છે. **લુખ્ખો અને કોરો શાસ્ત્રજ્ઞાની ક્યારેય પણ આવો પ્રેમી બની નથી શકતો.**

એક પ્રકાંડ શાસ્ત્રજ્ઞાનીએ મને એક વખત કહ્યું : 'મેં શિષ્યોને ભણાવ્યા. તેમને મારા પ્રત્યે કોઈ જ ભક્તિ-ભાવ નથી. બધા જ મતલબી...સ્વાર્થી નીકળ્યા !'

જોયું, આત્મસખે ! ગુરુને બધા જ શિષ્યો સ્વાર્થી જણાયા ! આથી શિષ્યો પ્રત્યનો તેમનો પ્રેમ ઓસરી ગયો. એમને શિષ્યો પ્રત્યે નિસ્વાર્થ પ્રેમ હોત તો એ પ્રેમ ઓસરી ન જાત. તેમને પ્રેમ હતો જ નહિ. હતી શિષ્યો તરફથી ભક્તિભાવની કામના ! પ્રેમ તો કામનારહિત હોય છે. શાસ્ત્રનું શબ્દજ્ઞાન એ વિદ્વાનને હતું પરંતુ આત્મજ્ઞાન ન હતું. આત્મદૃષ્ટિ ખીલી ન હતી. તે પ્રેમ પામવા ઇચ્છતા હતા, પ્રેમ આપવા નહિ. તેમને જે પ્રેમ કરે તેમને જ તે પ્રેમ કરતા. આને પ્રેમ કેવી રીતે કહેવાય ? એ તો લેવડ-દેવડ થઇ. આવો પ્રેમ પ્રેમના નામે રાગ છે. અને રાગ અપવિત્ર છે. જ્યારે પ્રેમ તો પવિત્ર છે.

પ્રેમી બનવા માટે, પ્રેમ પામવા માટે તો આત્મ-જ્ઞાની બનવું પડશે. સચ્ચિદાનંદપૂર્ણ આત્માની અનુભૂતિ કરવી પડશે. જગતને પૂર્ણ જોવું પડશે. અપૂર્ણતા જ્યાં સુધી દેખાશે ત્યાં સુધી સાચો આત્મપ્રેમ પ્રકટ નહિ થાય.

## 'સચ્ચિદાનંદપૂર્ણેન પૂર્ણં જગદવેક્ષ્યતે'

'જ્ઞાનસાર'નું–મહોપાધ્યાય શ્રી યશોવિજયજી મહારાજનું આ પ્રતિપાદન ખૂબ જ અર્થપૂર્ણ છે. જગતને પરિપૂર્ણ જોવું પડશે. આ માટે સચ્ચિદાનંદપૂર્ણ બનવું પડશે, થોડીક ક્ષણો માટે પણ એવા થવું પડશે. આ માટે–

'शुद्धात्मद्रव्यमेवाहं शुद्धज्ञानं गुणो मम'

**–હું શુદ્ધ આત્મદ્રવ્ય છું,**

**–શુદ્ધજ્ઞાન મારો ગુણ છે,**–આ સૂત્રનું રટણ કરવું પડશે. તેના ભાવમાં વહેવું પડશે. શુદ્ધ આત્મસ્વરૂપના ભાવમાં વહેતા રહેવાથી જગત પૂર્ણ પ્રતીત જણાશે. પૂર્ણ પ્રત્યે અનુભવાત્મક સૂક્ષ્મતર પ્રેમ પ્રદીપ્ત થશે. પછી તેનું પ્રદર્શન નહિ થાય. તારો આ પ્રેમ દુનિયા દેખી નહિ શકે અને દુનિયાને પોતાના પ્રેમની પ્રતીતિ કરાવવી જરૂર પણ નથી.

**આત્મસ્વરૂપનું અજ્ઞાન છે ત્યાં સુધી પ્રેમ તત્ત્વની પ્રાપ્તિ નથી. અજ્ઞાની પ્રેમ કરી જ ન શકે.** તે રાગ કરી શકે, પણ પ્રેમ તો ન જ કરી શકે. પ્રેમી તે ન જ બની શકે. ભલે હજારો શાસ્ત્રોનું જ્ઞાન હોય પરંતુ આત્મસ્વરૂપનું જ્ઞાન ન હોય, આત્માનુભૂતિ ન હોય તે અજ્ઞાની જ કહેવાશે. **આત્મજ્ઞાનરહિત, અધ્યાત્મરહિત શાસ્ત્રજ્ઞાની પ્રેમતત્ત્વને સમજી જ ન શકે. તે પ્રેમની ઘેરી–ગાઢ અનુભૂતિ કરી જ ન શકે.**

મારા પ્રિય મુમુક્ષુ! તારે આવો પ્રેમ જોઇએ છે? તો તારે આત્મજ્ઞાની બનવું પડશે. તારે આવો પ્રેમ બીજાઓ પાસેથી મેળવવો છે? તો એ તને આત્મજ્ઞાની મહાપુરુષો પાસેથી જ મળશે. આવા આત્મજ્ઞાની મહાપુરુષ વિરલ છે આ સંસારમાં. પરંતુ છે એ નક્કી. આત્મદ્રષ્ટા, નિષ્કામ યોગી પુરુષ ક્યાં, કેવા રૂપમાં, કેવા વેશમાં મળે એ તને ચોક્કસ નથી કહી શકતો. હું તો તને આટલું જ કહું છું અને કહીશ કે તું એવો આત્મદ્રષ્ટા બની જા! નિષ્કામ યોગી બન! તારા માટે આમ બનવું મુશ્કેલ નથી. મુશ્કેલ માનીશ પણ નહિ. સંકલ્પ કર અને કર્તવ્યમાર્ગ પર અવિચલ ચાલતો રહે. તું પ્રેમી બની જઈશ. એ પ્રેમમાં તું અનંત સુખ, અનંત આનંદ પામીશ.

**પુનઃ લાલબત્તી ધરું છું. જીવોના ગુણ-દોષો જોતો રહીશ અને તેમાં જ અટવાયેલો રહીશ તો પ્રેમની અનુભૂતિ કદી નહિ થાય. ગુણ-દોષોનું દર્શન રાગ-દ્વેષ પેદા કરે છે. પરદ્રવ્યના ગુણ-દોષને જોઇશ જ નહિ. પરદ્રવ્યને શા માટે જોવું? જોવું એટલે વિચાર કરવો. શા માટે પરદ્રવ્યનો વિચાર કરવો?**

તું કહીશ : 'સંસારમાં રહીએ એટલે વિચાર તો આવવાનો જ અને પરદ્રવ્યોના પાયા પર તો જીવન જીવીએ છીએ!'

વ્હાલા આત્મબંધુ! આમ કેમ થાય છે તેની તને ખબર છે? જન્મ જન્માંતરથી જીવ આમ જ કરતો

આવ્યો છે. આમ કરવાની તેને ટેવ પડી ગઇ છે માટે પરદ્રવ્યોનો વિચાર આવે છે અને તેના પાયા પર જીવન જીવાય છે, એમ લાગે છે. વાસ્તવમાં તેવું નથી. આ માટે બીજી ટેવ પાડવી પડશે. 'હું પરદ્રવ્યોનો વિચાર કર્યા વિના પણ જીવી શકું છું.' આવો દૃઢ સંકલ્પ કરવો પડશે. પરદ્રવ્યોનો ઉપયોગ કરવો એક વાત છે અને તેના વિચાર કરવા એક બીજી વાત છે. જે વસ્તુનો ઉપયોગ કરીએ તેનો વિચાર કરવો જ પડે, તેના ગુણ–દોષોનું ચિંતન કરવું જ પડે એવો કોઇ એકાંતિક નિયમ નથી.

'મારે અખંડ, અવિચ્છિન્ન અને સૂક્ષ્મતર પ્રેમની અનુભૂતિ કરવી જ છે'– આવો દૃઢ નિર્ધાર કરવાથી માર્ગ સરળ અને સ્પષ્ટ બનશે. માત્ર ઇચ્છા કે વિચારથી કાર્ય સિદ્ધ નથી થતું. યાદ રાખ : સિદ્ધિ સંકલ્પના ચરણોમાં જ નમન કરે છે. રાગ–દ્વેષના દ્વંદ્વોથી બેહદ બેચેન બન્યો હોઇશ તો આ સંકલ્પ તુરત થશે. પણ રાગ–દ્વેષમાં મજા આવતી હશે તો આવો સંકલ્પ તું કરી રહ્યો ! રાગ-દ્વેષ કર્તવ્યરૂપ લાગશે ત્યાં સુધી પ્રેમની પ્યાસ જાગશે જ નહિ.

વહાલા આત્મીયજન ! છોડ પારકી ચિંતાઓને. મનને ચિંતાઓથી મુક્ત કર અને એ મનને શુદ્ધ આત્મ-સ્વરૂપ, નિર્વિકાર આત્મસ્વરૂપના ચિંતનમાં જોડી દે ! 'શાન્તસુધારસ'ની પેલી બે પંક્તિઓ મને ખૂબ જ ગમે છે :

'પરિહર પરચિંતાપરિવારમ્ !
ચિંતય નિજમવિકારમ્ રે !'

આત્મજ્ઞાની બનવાની આ અનિવાર્ય શરત છે. **પરદ્રવ્યોની ચિંતાથી મનને મુક્ત કરો. મુક્ત મન જ પ્રેમરસનો પ્યાલો ભરી ભરીને પીશે અને બીજાને પણ એ પ્રેમરસ પાશે.**

ચાતુર્માસ પૂરું થવા આવ્યું છે. અનેકવિધ પ્રવૃત્તિઓમાં ચાર માસ પસાર થઈ ગયા. સમય સતત દોડતો જ રહે છે. અનાદિ અને અનંત ! આત્માએ સમયાતીત બનવું પડશે. કાલાતીત થવું પડશે. દેશ અને કાળના બંધનોથી મુક્ત આત્મા જ પરમ પ્રેમરસનો અનુભવ કરી શકશે.

આજ આટલેથી જ અટકું. આ વિષયમાં તું ક્યાં સુધી પહોંચી શકીશ તે લખજે. લખીશ ને ?

મુંબઈ, —પ્રિયદર્શન
તા. ૧-૧૧-'૭૬

* પ્રેમનું પ્રસવસ્થાન છે વિશુદ્ધ હૃદય. હૈયું શુદ્ધ બનતું જશે તેમ તેમ પ્રેમ પણ વિશુદ્ધ બનતો જશે.
* હૃદયને વિશુદ્ધ કરવાનો ઉપાય છે મૈત્રી આદિ ચાર ભાવનાઓનું સતત રટણ અને જીવનમાં આચરણ.
* શત્રુતા ન હોવી એટલું જ બસ નથી, સાથોસાથ સમગ્ર જીવસૃષ્ટિ પ્રત્યે સ્નેહ-પ્રેમ હોવો પણ અનિવાર્ય છે.
* પ્રેમ દોષો અને દુ:ખોમાંથી જીવને બચાવે છે. પ્રેમમાં એ શક્તિ છે. માટે જ જીવાત્મા પ્રેમને ઝંખે છે.

## પત્ર | ૧૨

પ્રિય મુમુક્ષુ,

ધર્મલાભ !

મારી ધારણા મુજબ જ તારો જવાબ આવ્યો. નિરાશાથી નીંગળતો અને ફરિયાદોથી ભરપૂર ! તારી ફરિયાદો વાંચીને આનંદ થયો પણ તારી નિરાશાથી મન થોડુંક ખિન્ન થયું. હું જે પ્રેમનું વર્ણન કરી રહ્યો છું, નારદ મહર્ષિ કરી રહ્યા છે, તેવો પ્રેમ કરવો તારા માટે સંભવિત નથી એમ માનીને તું નિરાશાથી ઘેરાઇ ગયો છે. એવો પ્રેમ તને કયાંયથી કોઇ પાસેથી નથી મળતો, તેની તેં ફરિયાદ કરી છે. ઠીક છે. એ બહાને તેં તારું હૈયું તો ખોલ્યું !

હું તને જે પ્રેમ વિષે લખી રહ્યો છું તે પ્રેમનું

પ્રસવસ્થાન છે, વિશુદ્ધ હૃદય ! હૈયું શુદ્ધ બનતું જશે તેમ તેમ પ્રેમ પણ વિશુદ્ધ બનતો જશે. **અશુદ્ધ હૃદય બાહ્ય રૂપ, ગુણ આદિ પ્રત્યે ખેંચાય છે. શુદ્ધ હૃદય સહજ-ભાવથી બીજા આત્માઓ પ્રત્યે પ્રવૃત્ત થાય છે.**

સંસારમાં પ્રેમની શી જરૂર છે ? માણસ પ્રેમની જરૂરિયાત એટલા માટે સમજે છે કે તે પોતાનાં દુઃખો અને દોષોથી બચવા માગે છે. પ્રેમ દોષ અને દુઃખોમાંથી જીવને–માણસને બચાવે છે. પ્રેમમાં એ શક્તિ છે. આથી જ જીવાત્મા પ્રેમને ઝંખે છે. તે માટે તે ઝૂરે છે. **પોતાનાં દોષ અને દુઃખોથી બચવાની ભાવનાથી બીજા-ઓના પ્રેમની અપેક્ષા કરવી તે અશુદ્ધ પ્રેમ છે. બીજાઓને દોષ અને દુઃખોથી બચાવવાની ભાવ-નાથી પ્રેમ કરવો તે શુદ્ધ પ્રેમ છે.**

સ્વાર્થની ભાવનાથી ભરેલું હૈયું અશુદ્ધ છે. પર-માર્થથી સભર હૈયું શુદ્ધ હૈયું છે. પ્રેમની વાતો કરનારને ધ્યાનથી જોજે. પોતાના દોષોને, પોતાની ભૂલોને સહન કરે, એ દોષો અને ભૂલોને દુનિયા સમક્ષ જાહેર ન કરે, પોતાનાં દુઃખોને દૂર કરે અથવા દુઃખોમાં સહાનુ-ભૂતિ આપે...એટલા માટે મોટાભાગે લોકો પ્રેમને ઝંખે છે !

એક યુવાન મારી પાસે આવ્યો. તેણે કહ્યું : 'મારી મા મને ખૂબ જ પ્રેમ કરે છે.' મેં પૂછ્યું ; 'તારી માતા શું કરે છે ?' તેણે કહ્યું : 'હું કેટલા પણ પૈસા વાપરી નાંખું તો પણ મારી મા મને કશું કહેતી નથી. રાતે ગમે તેટલો મોડો ઘરે પહોંચું તો, 'આટલો મોડો કેમ આવ્યો ? ક્યાં હતો આટલી મોડી રાત સુધી ?' એવું કંઇ પૂછતી

નથી. મારાથી કોઈ ભૂલ થઈ જાય, મા જોઈ જાય તો પણ તે પિતાજીને કહી દેતી નથી...'

દરેક સંતાન પોતાની માનો આવો પ્રેમ માગે છે! વ્યાવહારિક પ્રેમ છે આ! તમારા હૈયામાં કંઈ પણ હોય, વ્હાલ કે વૈર. તમે સારો વ્યવહાર કરતા હો તો તે થઇ ગયો પ્રેમ! અને તમારા હૃદયમાં સાચો પ્રેમ હોય પરંતુ તેને ગમતો વ્યવહાર જો ન કરવામાં આવે તો તે માની લેશે કે 'મારા પ્રત્યે તેને પ્રેમ નથી.' જે સ્થિરચિત્ત નથી, જે જ્ઞાની નથી એવો માણસ વ્યાવહારિક પ્રેમને જ પ્રેમ માનશે. પણ આ વાસ્તવિક–સાચો પ્રેમ નથી હોતો. કાર્યસાધક દૃષ્ટિથી કરાયેલા પ્રેમનો માત્ર આભાસ હોય છે તે.

એક તરુણે કહ્યું: 'મારા પિતાજીને મારા પર પ્રેમ નથી. એ મને પૈસા નથી આપતા અને છાશવારે મને ઘાંટા પાડી ઉતારી પાડે છે,' વગેરે અનેક કારણો ગણાવ્યાં. આ તરુણને જો તેના પિતા પૈસા આપતા હોત, તેની પ્રશંસા કરતા હોત તો એ તરુણ જરૂર કહેત કે 'મારા પિતાના તો મારા પર ચાર હાથ છે. તેઓ મને ખૂબ જ પ્રેમ કરે છે!!'

હું એક એવા યુવાનને ઓળખું છું કે જે પોતાના કુટુંબીઓ પ્રત્યે નફરત કરે છે. તે કહે છે–'મારા પર મારાં મા–બાપ, ભાઈ–બેન, ભાભીનો કોઇનો પ્રેમ નથી. કોઈ મને પ્રેમ નથી કરતું. બધા જ મારા વાંક જુએ છે...દોષ કાઢે છે...'

આ યુવાન ઉંમરલાયક છે. પણ એ લાટસાહેબ નથી ભણતા કે નથી નોકરી-ધંધો કરતા! સુખી કુટુંબનો એ નબીરો છે એટલે તેને બીજી કોઈ ખાસ ચિંતાઓ નથી. તેને તો એવા માણસો સારા અને પ્રેમાળ લાગે છે કે જેઓ તેની સાથે મીઠી મધ જેવી વાતો કરે! પ્રેમભર્યા શબ્દોથી બોલાવે! પત્રો લખે! તેને એવા જ માણસ પ્રિય લાગે છે કે જેમનું તેના જીવન-ઘડતરમાં કોઈ જ પ્રદાન નથી.

આ નબીરાનાં માતા-પિતાને પણ હું જાણું છું. તેમને આ પુત્ર પ્રત્યે પ્રેમ છે. બેહદ પ્રેમ છે. પરંતુ યુવાન તે માનવા તૈયાર જ નથી! મેં તેનાં મા-બાપને કહ્યું : 'તમે તમારા આ લાડલાને કરુણા ભાવથી ઘરથી આઝાદ કરો. એવા લોકો પાસે રહેવા દો કે જેમને તે વ્હાલા અને પ્રિય માને છે. તેમની પાસે એ કેટલું રહી શકે છે અને આવારા અને રખડેલ એવા તેને, તેના માનેલા વ્હાલા કેટલા સમય સુધી સંઘરે છે, તેનો એક વખત અનુભવ કરી લેવા દો!'

પણ, મુમુક્ષુ! મારી સલાહ તેમને ગળે ન ઊતરી. મા-બાપ હતાં ને? માનું હૈયું હતું. બાપનું કાળજું હતું. બંનેનાં હૈયે પુત્ર પ્રત્યે ભરપૂર પ્રેમ હતો. તેમની આંખો આંસુથી ભીની બની ગઈ. છોકરાનું જીવન બરબાદ ન થાય, દુર્વ્યસન અને દુષ્ટસંગતથી તેનું જીવન પાપમય અને પાયમાલ ન થાય તેની તેમને ઘેરી ચિંતા

હતી. આવી ચિંતા પ્રેમ વિના કોણ કરી શકે ? પણ આ બધું એ લાટસાહેબ સમજવા તૈયાર જ ન હતા ! !

પ્રિય ! વ્યાવહારિક પ્રેમ અને હાર્દિક પ્રેમમાં ઘણું મોટું અંતર છે. સંસારમાં મોટાભાગના લોકો વ્યાવહારિક પ્રેમને જ પ્રેમ માને છે. વિશુદ્ધ હૃદયના શુદ્ધ પ્રેમને જાણનારા કેટલા ? નારદ ઋષિ ભક્તિસૂત્રના માધ્યમથી આ શુદ્ધ પ્રેમને સમજાવે છે, તે કહે છે :–

**—પ્રેમ**
**ગુણરહિત, કામનારહિત હોવો જોઇએ.**
**—પ્રેમ**
**પ્રતિક્ષણ વધતો રહેવો જોઇએ.**
**—પ્રેમ**
**અવિચ્છિન્ન, સૂક્ષ્મતર અને અનુભવરૂપ હોવો જોઇએ.**

આવા પ્રકારનો પ્રેમ જ સાચો પ્રેમ છે.

માનું છું તારી બધી ફરિયાદોનું આથી સમાધાન થઈ જશે. જે કોઈ વ્યાવહારિક પ્રેમની કલ્પનાઓમાં જીવે છે તે દરેક તારા જેવી ફરિયાદો કર્યા જ કરવાના. આથી જ તેને વિશુદ્ધ પ્રેમની પરિભાષા શકય તેટલી વિશદતાથી સમજાવી રહ્યો છું.

એક વાત તને ખાસ જણાવી દઉં. તારે નિરાશ થવાની કોઈ જરૂર નથી. ‘આવો વિશુદ્ધ પ્રેમ તો

મારાથી નહિ થઈ શકે.'–આવા બિમાર વિચારથી ભાંગી ન પડ. ખંખેરી નાંખ આવી બધી નિરાશાઓને. યાદ રાખ, મહર્ષિ અશક્ય કર્તવ્યનું પ્રતિપાદન નથી કરતા. હા, એવા પ્રેમની તું બીજાઓ પાસેથી અપેક્ષા રાખતો રહીશ તો તને એવો વિશુદ્ધ પ્રેમ ક્યાંય જોવા-અનુભવવા નહિ મળે. કારણ કે આ પ્રેમ નરી-નીતરી આંખે દેખાતો નથી, એ તો અનુભવનો વિષય છે. તું પોતે પણ તેનો અનુભવ કરી શકે છે.

આ માટે હૃદયને શુદ્ધ-વિશુદ્ધ કરવા માટે તારા મન-મસ્તકને મૈત્રી, પ્રમોદ, કરુણા અને માધ્યસ્થ – આ ચાર ભાવનાથી રંગી નાંખ. જ્યાં સુધી એકાદ જીવ પ્રત્યે પણ હૈયે શત્રુભાવ છે ત્યાં સુધી હૃદય વિશુદ્ધ નહિ બને, 'મારો કોઇ દુશ્મન નથી, બધા જ જીવ મારા દોસ્ત છે'–આવી મૈત્રીભરી સ્નેહનજર સમગ્ર જીવ-સૃષ્ટિ પ્રત્યે રહેવી જોઇએ. આખર મૈત્રી છે શું? પ્રેમ અને સ્નેહનું જ એ એક ભાવરૂપ છે. એક જ્ઞાની પુરુષે મૈત્રીની આ પ્રમાણે વ્યાખ્યા આપી છે:

**'સર્વસત્ત્વવિષયક-સ્નેહપરિણામો મૈત્રી.'**

શત્રુતા ન હોવી એટલું જ બસ નથી, સાથોસાથ સમગ્ર જીવસૃષ્ટિ પ્રત્યે સ્નેહ-પ્રેમ હોવો પણ અનિવાર્ય છે. આપણે એક પ્રત્યે શત્રુતા નથી રાખતા, સારું છે; પરંતુ જો તેના પર સ્નેહભાવ નથી રાખતા તો એ નૈતિક અપરાધ છે. આવો સ્નેહ-પ્રેમ વ્યાવહારિક નહિ

હોય, હાર્દિક હશે. વિશુદ્ધ હૃદયનો એ પ્રેમ હશે. એવા વિશુદ્ધ હૈયા માટે બધા જીવ–સ્વર્ગમાં રહેતા કે નરકમાં રહેતા, અવ્યવહાર રાશિમાં રહેતા કે વ્યવહારરાશિમાં રહેતા, તિર્યંચગતિના કે મનુષ્યગતિના જીવ–પ્રેમપાત્ર બની રહેશે !

**વિશુદ્ધ પ્રેમનો પાયો છે વિશુદ્ધ–વિમળ હૈયું. હૃદયને વિશુદ્ધ અને વિમળ કરવાનો ઉપાય છે, મૈત્રી આદિ ચાર ભાવનાઓનું સતત રમણ અને આચરણ.**

આજ માત્ર આટલું જ. વિશેષ ફરીના પત્રમાં લખીશ. અમે અગાસી તીર્થમાં આવ્યા છીએ. પરમાત્મા મુનિસુવ્રતસ્વામીની શ્યામ પ્રતિમા સમગ્ર અસ્તિત્વને આકૃષ્ટ કરી રહી છે. બાગ–બગીચાઓનું આ ગામ છે. શાંતિ છે, સ્વસ્થતા છે. ઉપધાન તપની ૪૭ દિવસની ધર્મારાધના થઈ રહી છે. આકરું છે આ તપ. છતાંય તેની સાધનામાં નાનાં બાળકો, યુવાનો અને વૃદ્ધો પણ જોડાયાં છે. અહીં બે મહિના રહેવાનું બનશે.

તારી તબિયત સારી હશે. ચિંતાઓ ન કરીશ. કરે તો ચિંતન કરજે, પણ ચિંતાઓ તો નહિ જ નહિ. ચિંતન તો મનને નિરોગી રાખવાનું અમોઘ ઔષધ છે. નકામા વિચારોથી મનને બિમાર ન બનાવીશ. મનને શાંત અને પ્રસન્ન રાખજે.

વિશેષ તારા પ્રત્યુત્તર બાદ.

અગાસી,
તા. ૧૫–૧–'૭૭

—પ્રિયદર્શન

* જીવન સંસારીનું હોય કે સાધુનું, તે પ્રસન્ન અને આનંદમય બનાવવું હશે તો હૈયાને નિર્મમ અને નિઃસંગ રાખવું પડશે. અંતરને અનાસક્ત બનાવવું જ પડશે.
* એક વાર પણ જો વિષયેચ્છાઓથી હૃદય ભરાઈ ગયું તો પછી જીવન અશાંતિની આગમાં બળ્યા જ કરવાનું.
* આ સંસાર પણ એક રંગમંચ છે, સ્ટેજ છે. તેના ઉપર આપણે જાતજાતના અભિનય કરીએ છીએ.
* આ દેહ તે હું નથી; હું તો સચ્ચિદાનંદ સ્વરૂપ આત્મા છું.

## પત્ર | ૧૩

પ્રિય મુમુક્ષુ,

ધર્મલાભ !

જોતજોતામાં ધાર્મિક મહોત્સવમાં બે મહિના પસાર થઇ ગયા. આ દરમિયાન તને પત્ર લખવા વિચાર તો ઘણી વાર આવ્યો હતો; પરંતુ લખી ન શક્યો. આ બે માસમાં મનોમંથન ઘણું થયું. કં કેટલાય દિવ્ય વિચાર આવ્યા. પરંતુ વિચારની અભિવ્યક્તિ પણ ઘણી બધી સાનુકૂળતા માગે છે. આજે એ પ્રાપ્ત થઈ છે એટલે કલમ આપોઆપ જ સરી રહી છે.

માણસે સૌ પ્રથમ તો એ નિર્ણય કરવો જોઇએ કે તે કેવું જીવન જીવવા માગે છે. જીવન કેવું હોવું જોઇએ, તેનો નિર્ણય પોતાની બુદ્ધિ–શક્તિથી કરવો. એવી બુદ્ધિશક્તિ ન હોય તો? તો પોતાના શ્રદ્ધેય અને આદરણીય પુરુષ જે નિર્ણય આપે તેને વધાવી લેવો જોઇએ. એક જ વિકલ્પ છે: કાં જાતે મોટર ચલાવતા શીખો, નહિ તો ડ્રાયવરને મોટર સોંપી દો. દ્વિધામાં રહેવાની જરૂર નથી.

શું તું મને જણાવીશ કે તું તારું જીવન કેવું જીવવા માગે છે? એ જાણ્યા બાદ જ તને હું સ્પષ્ટ માર્ગદર્શન આપી શકું. છતાંય એક વાત જણાવી દઉં કે **જીવન સંસારીનું હોય કે સાધુનું, તે પ્રસન્ન અને આનંદમય જીવવું હશે તો હૈયાને નિર્મમ અને નિઃસંગ રાખવું પડશે. પરદ્રવ્યનો સંગ અને તેનું મમત્વ એ જ તો અશુદ્ધિ છે!** વિશુદ્ધ હૃદય જ નિર્મમ અને નિઃસંગ બની શકે.

મારા વ્હાલા મિત્ર! તું આ એક વાત ઘૂંટીને નોંધી રાખ કે બાહ્ય જીવન છે ત્યાં સુધી પરદ્રવ્યોનો સંગ રહેવાનો જ. હોય કે ન હોય પણ મમત્વ બતાવવું જ પડશે. પાંચ ઇન્દ્રિયોના અનેકવિધ વિષયોનો સંપર્ક પણ બાહ્ય જીવનમાં રહેવાનો. ઇન્દ્રિયો ભલે સંપર્કમાં રહે, હૃદયનો સંપર્ક ન રાખવો. પ્રિય–ગમતા વિષયોની ઇચ્છાઓથી હૃદયને ભરી દેવાનું નહિ. એક વાર પણ વિષયેચ્છાઓથી હૃદય ભરાઇ ગયું તો પછી જીવન અશાંતિની આગમાં જ બળ્યા કરવાનું. સંતાપમાં જ તે શેકાતું રહેવાનું!

આ સંદર્ભમાં બીજી આ પણ એક વાત ઘૂંટીને નોંધી રાખ કે **ક્યાંય પણ હૃદયથી બંધાવું નહિ, નિર્બંધ રહેવું !** બાહ્યદૃષ્ટિથી દુનિયાને ભલે બંધન દેખાય, પણ પોતે તો નિર્બંધ જ રહેવું. અશક્ય નથી આ. આંતરિક પુરુષાર્થથી આ શક્ય છે જ. મિથિલાના રાજા જનકને તું જાણે છે? એ જનક **વિદેહી** કહેવાતા. દેહધારી હતા, છતાંય 'વિદેહી' કહેવાયા. દુનિયા તેમને દેહધારી જોતી હતી પરંતુ જનક પોતે 'આ દેહ હું નથી; હું તો દેહથી ભિન્ન સચ્ચિદાનંદ સ્વરૂપ આત્મા છું'—એમ માનતા હતા. એવું જીવન જીવતા હતા. તેમને આત્માની અનુભૂતિ થઈ હતી. આને **'ભેદજ્ઞાન'** કહે છે.

જનકે આ 'ભેદજ્ઞાન' ને સુપેરે પચાવ્યું હતું. આચર્યું હતું. જનક રાજા હતા. રાજ્યનો વહીવટ કરતા. પ્રજાનું પાલન કરતા. પોતાનાં બધાં જ કર્તવ્ય કરતા, પરંતુ તેમનું હૃદય તો હતું નિર્લેપ અને નિઃસંગ !

એક વખત મિથિલામાં એક વિદ્વાન સંતપુરુષ પધાર્યા. સંત પ્રભાવક વક્તા હતા. હજારો નગરવાસીઓ તેમનું પ્રવચન સાંભળવા આવતા. આ સંતની વિશેષતા એ હતી કે જનક રાજા પ્રવચન સાંભળવા આવે ત્યારે જ તે પ્રવચન શરૂ કરતા. જનક સમયસર આવે તો સમયસર પ્રવચન શરૂ થાય. મોડા પડે તો તેટલું મોડું પ્રવચન શરૂ થાય. સંતનો આ વ્યવહાર ઘણાંને કઠતો હતો. અંદરોઅંદર આ અંગે ચણભણ પણ કરતા, પરંતુ સંતને કે રાજાને કહેવાની કોઈની હિંમત ન હતી. સંત આ બધું જાણતા હતા છતાંય તે રાજાના આવ્યા બાદ જ પ્રવચન શરૂ કરતા.

એક દિવસ...સંતનું પ્રવચન ધારાબદ્ધ ગૂંજી રહ્યું હતું. મહારાજ જનક અને હજારો નગરવાસીઓ–શ્રોતાઓ મંત્રમુગ્ધ બની પ્રવચનશ્રવણમાં લીન બન્યા હતા. અચાનક બે નગરજનો મંડપમાં દોડી આવ્યા અને મોટેથી બોલ્યા : 'દોડો...દોડો...નગરમાં આગ લાગી છે! મહારાજના અંતઃપુરમાં પણ આગ લાગી છે.'

આગની ખબર સાંભળતાં જ શ્રોતાઓ ગભરાટથી ઊભા થઇ ગયા અને બને તેટલી ઝડપે ભાગવા લાગ્યા. જોતજોતામાં મંડપ ખાલી થઈ ગયો.

પણ...

મંડપમાંથી માત્ર બે જ જણ ન ભાગ્યા.

એક પ્રવકતા સંતપુરુષ!

બીજા મહારાજા જનક!!

ગભરાટથી પોતાના મોહલ્લામાં પહોંચી ગયેલા લોકોએ જોયું તો ત્યાં આગનું નામનિશાન ન હતું. તેમને થયું કે પેલા બે જણાએ આપણી ગજબ મજાક કરી છે. આગનો ભય ન જોતાં સૌ પાછા પ્રવચન મંડપમાં આવ્યા. ત્યારે પ્રવચન ચાલુ જ હતું. પ્રવચન પૂરું થયું. સંતપુરુષે રાજા જનકને પૂછ્યું :

**'રાજન્! આગની ખબર સાંભળીને સૌ ભાગી ગયા, પણ આપ કેમ ન ગયા? આપના તો અંતઃપુરમાં આગ લાગ્યાની ખબર હતી!!!'**

**મહારાજા જનકે શાંતચિત્તે કહ્યું :**

**"હે મહાત્મન્! હું અહીં જ્યારે આવું છું ત્યારે જોડાં બહાર ઉતારીને આવું છું, તેમ મમતા**

પણ બહાર ઉતારીને જ આવું છું.

અને, કોનો મહેલ?...

કોનું અંતઃપુર ?

કોનો પરિવાર ?

હું જે છું તે તો આ પાર્થિવ દુનિયાથી ભિન્ન છું. આ દેહથી ભિન્ન છું.

ગુરુદેવ! જે મારું નથી, જે હું નથી, તે સળગી પણ જાય, તેમાં મને શું ? મારું તો કશું જ સળગતું-બળતું નથી. તો પછી હું અહીંથી શું કરવા ભાગું ?'

જનકના જવાબથી સંત પ્રસન્ન થઈ ગયા. તેમણે બીજા શ્રોતાઓને કહ્યું : 'હવે તમે સમજી ગયા હશો કે મહારાજ જનકના આવ્યા બાદ જ હું મારું પ્રવચન કેમ શરૂ કરું છું તે.' શ્રોતાઓના મસ્તક ઊંચા ન થઈ શકયાં.

પ્રિય આત્મસખે ! આપણે પણ આપણું હૃદય જનકના હૃદય જેવું નિઃસંગ અને નિર્લેપ બનાવવું પડશે. તો જ આપણે શાંતિ, સ્વસ્થતા અને પ્રસન્નતાનો અનુભવ કરી શકીશું. જનકની વાત તને પૌરાણિક લાગતી હોય અને તેનો તારા આત્માને કોઈ સ્પર્શ થતો ન હોય તો બીજું ઉદાહરણ તારી સામે જ છે.

પિક્ચર-ફિલ્મ અને નાટકમાં અભિનેતા અને અભિનેત્રીઓ કામ કરે છે. રંગમંચ પર તેઓ અદ્ભુત અભિનય કરે છે. તે રડે છે અને પ્રેક્ષકોને રડાવે છે. પ્રેક્ષકોને તે પેટ પકડીને હસાવે છે. શું માને છે તું ?

તેમનું હૈયું શું સાચે જ રડતું હશે? ખરેખર હસતું હશે? ના, એ તો માત્ર તેમનો અભિનય હોય છે. તેમનું હૈયું તો તેનાથી અલિપ્ત જ હોય છે. રંગમંચ પર લગ્ન કરે છે અને મરી પણ જાય છે! શું તેઓ ખરા હૃદયથી લગ્ન કરે છે? ખરેખર તેઓ મરી જાય છે? મૃત્યુની વેદના તેઓ અનુભવતા હશે? ના, નહિ. એ તો હોય છે માત્ર લગ્નનો અભિનય! મૃત્યુનો પણ અભિનય!!! પ્રેક્ષકોના હૈયે ભલે એ પ્રસંગોથી આઘાત થાય પરંતુ અભિનેતા કે અભિનેત્રીના હૈયે કોઈ જ આઘાત નથી હોતો!

**આ સંસાર પણ એક રંગમંચ છે. સ્ટેજ છે. તેના ઉપર આપણે પણ ભિન્ન ભિન્ન–જાતજાતના અભિનય કરીએ છીએ. જન્મ, જીવન અને મૃત્યુ બધું જ અભિનય છે. વાસ્તવિક–સત્ય કશું નથી!!!** ઉપાધ્યાય શ્રી યશોવિજયજી મહારાજે 'જ્ઞાનસાર'માં કહ્યું છે.

"पश्यन्नेव परद्रव्यनाटकं प्रतिपाटकं,
भवचक्रपुरस्थोऽपि नामूढः परिखिद्यते"

સંસારની ગલી–ગલીમાં પરદ્રવ્યોનું નાટક જુઓ! જોતા જ રહો! દૃષ્ટા બનો! તમને કોઈ જ ક્લેશ નહિ થાય.

મને આ તત્ત્વજ્ઞાન એટલું બધું સારુ અને સાચું લાગે છે કે કયા શબ્દોમાં તેનું વર્ણન કરું? એની પ્રશંસા કરવા માટે શબ્દો ઓછા પડે છે. પણ તું જ કહે, આ સંસાર એક નાટક નથી તો શું બીજું છે? એક અભિનેતા પોતાના જીવનમાં જેટલા અભિનય કરે છે તેમાંથી

ઘણા વધારે અભિનય જીવાત્મા કરે છે. અભિનેતાને તો ખબર હોય છે કે પોતે અભિનય કરે છે, જ્યારે જીવાત્મા તો બધું વાસ્તવિક-હકીકત માનીને જ કરે છે!

**સંસારમાં વાસ્તવિક શું છે? શું સાચું છે? આત્મા સિવાય બધું જ મિથ્યા છે. અવાસ્તવિક છે, અસત્ છે, કલ્પના છે. "બ્રહ્મ સત્યં જગન્મિથ્યા' - વેદાન્તનું આ સૂત્ર આ સંદર્ભમાં કેટલું સત્ય અને અર્થપૂર્ણ છે! જગતને મિથ્યા જાણો, અસત્ સમજો!**

એક અભિનેતા સમ્રાટ. અશોક બની રંગમંચ પર આવે છે. પ્રેક્ષકોની નજરે એ સમ્રાટ અશોક હોય છે પરંતુ તે પોતે જાણતો હોય છે કે તે પોતે કોણ છે! તે પોતાને 'સમ્રાટ અશોક' સત્યરૂપે નથી માનતો, આથી પડદા પાછળ જઈને જરાય ખચકાટ વિના તે સમ્રાટનો વેશ ઉતારી નાખે છે! અને જો તે પછી ભિખારીનો અભિનય કરવાનો હોય તો તે ભિખારી બનીને રંગમંચ પર આવે છે. એ માટે પણ તેના હૈયે કોઇ રંજ નથી હોતો.

મિત્ર મારા! આપણે તો સચ્ચિદાનંદ-સ્વરૂપ આત્મા છીએ. આપણે માનવરૂપમાં અભિનય કરીએ છીએ. બીજા જીવ કોઈ પશુરૂપમાં કોઈ નારકરૂપમાં તો કોઈ દેવરૂપમાં અભિનય કરે છે. આપણામાંથી કોઇ પિતાનો, કોઇ માતાનો, કોઇ પુત્રનો, કોઇ પતિનો, કોઇ પત્નીનો અભિનય કરે છે. કોઇ ધનવાનનો તો કોઈ ગરીબનો, કોઇ બળવાનનો તો કોઇ નિર્બળનો અભિનય કરે છે. આમાં સાચું કશું જ નથી. સત્ય છે માત્ર આત્મા!

આવી દૃષ્ટિ જો ખુલી જાય તો હૃદય નિર્લેપ અને નિઃસંગ રહી શકે. હૃદયથી નિર્લેપ અને નિઃસંગ રહેવા માટે આ ચિંતન સતત કરવું પડશે.

એક વાર હૃદય નિર્લેપ બની જાય. બસ, પછી દુનિયામાં ગમે તે થાય! કેટલી પણ ઉથલપાથલ થાય. આત્માને કંઈ જ થતું નથી. કદાચ કોઈ આપણા શરીરને સળગાવી મૂકે, આખું કુટુંબ તારાજ થઈ જાય, તમામ સંપત્તિ ચાલી જાય, કંઈ પણ ખાનાખરાબી થાય; તમામ પ્રસંગોમાં નિર્લેપ અને નિઃસંગ હૃદય જરામાત્ર પણ દુઃખી થતું નથી. **અશુદ્ધ હૃદય, જડસંગી અને વિષયવાસનાઓથી રંગાયેલું હૈયું જ દુઃખી અને અશાંત બને છે.**

પ્રિય આત્મન્ ! આજ તને મેં નવી જ વાત લખી છે. તારા પ્રશ્નના અનુસંધાનમાં મૈત્રી, પ્રમોદ, કરુણા અને માધ્યસ્થ્ય, આ ભાવનાઓ પર લખવું છે, પણ તે ફરી કોઈ વખત! લખવાનો મૂડ ધીમે ધીમે આવી રહ્યો છે. ચિંતન ખૂબ થાય છે.

અત્યારે તો થોડોક સમય સાગરકિનારાના રમણીય પ્રદેશના આહ્લાદક વાતાવરણમાં વહી રહ્યો છે.

તારી કુશળતા ચાહું છું અને તારું હૃદય નિર્લેપ અને નિઃસંગ બને તેવી શુભ કામના સહ,

—પ્રિયદર્શન

અગાસી,
તા. ૧૬–૨–'૭૭

* ગતાનુગતિક જીવન જીવનારાઓ માટે આ માર્ગ-દર્શન નથી.
* સહનશીલતા અને સમર્પણના પાકા પાયા ઉપર જ મૈત્રીનો મહેલ ટકી શકે છે.
* કોઈના પણ મિત્ર હોવાનો દાવો કરતાં પહેલાં જરા પોતાના હૃદયને ઢંઢોળજે અને જોજે કે હૈયું સ્પૃહારહિત-કામનારહિત બન્યું છે ખરું!
* પ્રેમનું એક રૂપ છે મૈત્રી. બીજું રૂપ છે કરુણા, ત્રીજું રૂપ છે પ્રમોદ અને ચોથું રૂપ છે માધ્યસ્થ્ય-સમતા.

## પત્ર ૧૪

પ્રિય મુમુક્ષુ,

ધર્મલાભ!

તારો પત્ર મળ્યો.

એક વાત આજે શરૂમાં જ સાફ સાફ શબ્દોમાં જણાવી દઉં કે—

ગતાનુગતિક જીવન જીવનારાઓ માટે આ માર્ગદર્શન નથી.

માત્ર વૈષયિક અને કાષાયિક જીવન-વ્યવહારમાં આનંદ માનનારાઓ માટે પણ આ પ્રેરણા-સ્રોત નથી.

નિર્લેપ અને-નિઃસંગ જીવન અંગે એક ભ્રમણા ફેલાઈ છે કે—'એવું જીવન શુષ્ક હોય છે. તેવા જીવનમાં કોઈ આનંદ નથી હોતો...'

પણ આ માત્ર ભ્રમણા છે. વાહિયાત કલ્પના છે. તરંગ છે માત્ર મનનો.

નિઃસંગ અને નિર્લેપ હૃદયમાં શુષ્કતા નહિ, પરંતુ ભીની કરુણા હોય છે. ત્યાં નિરાશા અને નિરસતા નહિ પરંતુ જીવમૈત્રીનો દિવ્ય આનંદ હિલ્લોળાતો હોય છે. તું શાંત અને સ્થિર ચિત્તે ઊંડાણથી વિચારીશ તો તને પણ આ સત્ય સમજાશે.

ઠીક છે, ઘડીભર માની લે કે નિર્લેપ અને નિઃસંગ જીવનમાં મજા નથી, તો શું રાગપૂર્ણ અને આસક્તિમય જીવનમાં મજા આવે છે?

રાગ અને આસક્તિ કેટલી માનસિક તાણ પેદા કરે છે, તે શું મારે તને સમજાવવું પડશે? દુનિયા દુઃખી કેમ છે? દરેક માનવી શા માટે દુઃખ અને અશાંતિની ફરિયાદ કરે છે? દુનિયા દુઃખી છે, દરેક માનવી દુઃખની ફરિયાદ કરે છે. કારણ કે સુખો પ્રત્યે તેને ભરપૂર રાગ છે. પ્રાપ્ત સુખો પ્રત્યે તેને ગાઢ આસક્તિ છે. દુઃખો પ્રત્યે તેને દ્વેષ છે. દુઃખોની કલ્પનાનો તેને ભય છે. આ હકીકતનો મને કે કમને સ્વીકાર કરવો જ રહ્યો. આથી જ તને નિર્લેપ અને નિઃસંગ હૃદયથી જીવન જીવવા માટે ભારપૂર્વક કહું છું.

ગત પત્રમાં તને વાયદો આપ્યો હતો. આજે તે પૂરો કરું છું. સંસારના જીવો પ્રત્યે મૈત્રી, પ્રમોદ, કરુણા અને માધ્યસ્થભાવ આવા વિશુદ્ધ હૃદયમાં જ જાગે છે. નિર્લેપ અને નિઃસંગ હૃદયમાં જ બીજા જીવોનાં સુખ અને કલ્યાણના વિચાર આવે છે. કારણ કે તેને પોતાનો કોઈ સ્વાર્થ નથી હોતો. પોતાની–સ્વયંની કોઈ કામના નથી હોતી. જે માત્ર પોતાના જ હિતનો વિચાર કરે છે

તેના હૈયે બીજાના હિતનો વિચાર—ક્યારેય નથી આવતો.

તું મારો આત્મીય મિત્ર છે. મૈત્રી શું છે એ તને ખબર છે? તો જાણ. મૈત્રીની અનિવાર્ય શરત છે, —**પરહિતચિંતા.** 'બીજા જીવોનું મારાથી અહિત ન થઈ જાય,' આ પણ હિતચિંતા જ છે. 'મારાથી કોઈ પણ જીવનું અહિત ન થાય,' આ ભાવના તો નિર્મોહી અને અસંગી આત્મામાં જ જાગે. મોહાંધ અને પુદ્‌ગલસંગી જીવ તો માત્ર પોતાના જ સુખનો વિચાર કરે છે. તેવા જીવો તો માત્ર પોતાના જ સ્વાર્થની ચિંતા કરે છે. 'બીજાનું જે થવાનું હોય તે થાય, મારો સ્વાર્થ પૂરો થવો જોઈએ.' આવું પુદ્‌ગલસંગી જ વિચારી શકે. આમાં મૈત્રી નથી. આવા જીવો સાચા મિત્ર નથી બની શકતા. સાચો મૈત્રીભાવ નિર્મોહી અને અસંગી હૃદયમાં જ જાગ્રત થાય.

સુદર્શન શેઠનું હૈયું આવું જ હોવું જોઈએ. નહિ તો રાણી અભયાને બચાવવા માટે તૈયાર ન થાત. અભયાએ સુદર્શનને ભયંકર સંકટમાં મૂકી દીધા હતા. સુદર્શનનું અપહરણ કરાવી તેમને પોતાના મહેલમાં લવાયા હતા અને અભયાએ સુદર્શનને પોતાની સાથે ભોગ ભોગવવા માટે વિનંતી કરી હતી.

પણ સુદર્શન મૌન રહ્યા. નિર્વિકાર રહ્યા. આથી તીવ્ર કામવેગથી છંછેડાયેલી અભયાએ સ્ત્રીચરિત્ર ભજવ્યું. બૂમબરાડા પાડયા અને સુદર્શન પર બળા-

ત્કાર કરવાનો આરોપ મૂકી સૈનિકો પાસે તેમને પકડાવી દીધા ! !

સમગ્ર નગરમાં સુદર્શન શેઠનું નામ હતું. આ ઘટનાથી તે બદનામ થયું. સૌ કોઈ તેમની નિંદા કરવા લાગ્યું.

સુદર્શનને રાજસભામાં રાજા સમક્ષ હાજર કરાયા. રાજાએ કહ્યું : 'સુદર્શન ! આપ મહાન શ્રાવક છો. આપના પ્રત્યે મને પ્રેમ અને શ્રદ્ધા છે. આપ ક્યારેય અસત્ય નથી બોલતા. આપ જ કહો, આ આખીય ઘટનામાં સત્ય શું છે? આપ જે કહેશો તેને હું સત્ય માનીશ.'

સુદર્શને વિચાર્યું : 'સત્ય કહીશ તો રાણી અભયા ગુનેગાર સાબિત થશે. કામવાસનાથી વિવશ રાણીએ ઘણું બધું કર્યું છે. મોહપાશમાં જીવ આંધળોભીત બની જાય છે. આંધળો માણસ ક્યારેય પણ પડી જાય છે. તેને જ્ઞાન નથી હોતું. આથી સત્ય કહીશ તો નક્કી, રાજા રાણીને શૂળીએ ચડાવી દેશે. રાણી આર્ત્તધ્યાન અને રૌદ્રધ્યાન કરતી કરતી મરી જશે. મરીને દુર્ગતિમાં જશે, દુર્ગતિમાં તે દુઃખી દુઃખી બની જશે. ના....ના... રાણીનું અહિત થાય તે મારાથી નહિ જોવાય, નહિ સહેવાય. આથી બહેતર એ જ છે કે હું તેનું નામ જ ન લઉં, બસ. અપરાધનો મૌન સ્વીકાર કરી લઉં...'

મુમુક્ષુ ! ધ્યાનથી વાંચે છે ને આ બધું ? જોયું ? સુદર્શન પોતાનો કે પુત્રો આદિનો વિચાર નથી કરતા. તેમને

અપરાધિની રાણીનો વિચાર આવે છે. તે કરુણાથી વિચારે છે; 'તે મરીને કોઈ દુર્ગતિમાં ન જાય' 'રાણીનું કંઇ અહિત ન થાય...'

સુદર્શનના હ્રદયમાં પોતાનાં સુખોની મમતા હોત, પોતાનાં જ સુખનો વિચાર હોત તો તેમને આવો ઉદાર વિચાર જ ન આવ્યો હોત. આવા હિતનો વિચાર આવ્યો, કારણકે સુદર્શનનું હ્રદય નિર્લેપ અને નિઃસંગ હતું! તેમ ન હોત તો તેમને આ જ વિચાર આવ્યો હોત કે, 'રાજા પૂછે છે તો મારે સાચે-સાચું જ કહી દેવું જોઇએ. શા માટે મારે જુઠું બોલવું જોઇએ? રાણીએ મારી સાથે ઘોર અન્યાય કર્યો છે. હું તો નિર્દોષ છું. મારા પર જુઠો આરોપ મૂકાયો છે. ભલે એ પોતાના પાપનું ફળ ભોગવે. ભોગવે એનાં કુકર્મ. ભલે એથી તે શૂળી પર ચઢે...' પણ આવો એકેય વિચાર સુદર્શનને નથી આવતો. આવે પણ કેવી રીતે?

**નિર્લેપ અને નિઃસંગ હૈયાવાળાઓના વિચાર હંમેશા દિવ્ય જ હોય છે. અનોખી હોય છે તેમની અનુકંપા! અદ્વિતીય અને અનુપમ હોય છે તેમની મૈત્રી!**

યાદ રાખ મારા મિત્ર! સહનશીલતા અને સમર્પણના પાકા પાયા પર જ મૈત્રીનો મહેલ ટકી શકે છે.

સુદર્શનની સહનશીલતા કેટલી અપૂર્વ હતી? અને તેમનું સમર્પણ પણ કેવું ભવ્ય હતું? રાણી અભયાના

હિતનો વિચાર તેમના રોમેરોમમાં અને લોહીના કણ કણમાં વ્યાપી ગયો હતો. તેમનો સમગ્ર આત્મપ્રદેશ પરહિત-ચિંતાથી ચચરી રહ્યો હતો.

રાજાએ સુદર્શનને શૂળીની સજા ફટકારી. સુદર્શને હસતા મોંએ શૂળીને સિંહાસન માની વધાવી લીધી. વ્હાલા મુમુક્ષુ ! એ દૃશ્યની જરા કલ્પના તો કરી જો, તેમના હૈયે મૈત્રીભાવનો કેવો મહેરામણ ઉછળતો હશે ? તેમના ચહેરા પર કેવું તેજ ચમકતું હશે? તેમના એક એક પગલામાં કેવી દૃઢતા અને વીરતા હશે ?

ગુનેગાર એવી રાણીના પ્રત્યે આવો મૈત્રીભાવ ? શું નિર્દોષ પ્રત્યે પણ આપણા હૈયે આવો મૈત્રીભાવ જાગે છે ખરો ? બીજા જીવનું અહિત ન થાય એવો સ્હેજ પણ વિચાર આવે છે ખરો ? જીવમાત્ર પ્રત્યે પ્રેમ જાગૃત થયા વિના મૈત્રી થાય કેવી રીતે ?

પ્રિય આત્મસખા ! કોઇના પણ મિત્ર હોવાનો દાવો કરતાં પહેલાં તારા પોતાના હૃદયને ઢંઢોળજે. હૈયું સ્પૃહારહિત, કામનારહિત, મમતારહિત બન્યું છે ખરું ? એવું હૈયું નથી બન્યું તો તું બીજાઓને મૈત્રીના નામે દગો જ દઈ રહ્યો છે. એ ભૂલતો નહિ કે જ્યાં તને તારું કોઇ હિત નહિ દેખાય, લાભ નજરમાં નહિ આવે, તારો સ્વાર્થ સરતો નહિ જણાય, ત્યાં મૈત્રી હવા બની આકાશમાં ઊડી જશે.

મિત્ર બનાવવા માટે પણ આ દૃષ્ટિ અપનાવજે. અસંખ્ય કામનાઓથી અને સ્પૃહાઓથી ભરેલાને જો મિત્ર બનાવ્યો અને તેનો વિશ્વાસ કર્યો તો બુરી રીતે ફસાઈ જઈશ. પરંતુ તું પણ કોઇને કોઈ સ્વાર્થથી

પ્રેરાઈને જ મૈત્રી ચાહે છે ને ? તારું પોતાનું હૃદય પણ ક્યાં નિસ્વાર્થ છે ? હૈયે હાથ મૂકીને કહેજે, છે નિઃસ્વાર્થ ?

પ્રિય! જેને 'પ્રેમ' કહેવાય છે તે પ્રેમ નિર્મોહી અને નિઃસંગ હૃદયમાં જ હોઈ શકે છે. પ્રેમનું એક રૂપ છે મૈત્રી. બીજું રૂપ છે કરુણા. ત્રીજું રૂપ છે પ્રમોદ અને ચોથું રૂપ છે માધ્યસ્થ્ય. આ ચારેય ભાવના મૈત્રીનાં જ અલગ અલગ રૂપ છે. પ્રેમ વિના આ ચારેયમાંથી એક પણ ભાવ ટકી નથી શકતો.

પ્રેમ તો વિરાટ છે. કોઈ એકાદ કે પાંચ–સાત વ્યક્તિઓમાં તે સીમિત નથી રહી શકતો. જીવમાત્ર પ્રત્યે પ્રેમ વિસ્તરે છે, ફેલાય છે. પ્રેમનું ક્ષેત્ર તો છે અખિલ બ્રહ્માંડ. સંપૂર્ણ જીવરાશિ.

સૌરાષ્ટ્રમાં 'મસ્તરામ' નામના એક સંત થઈ ગયા. તેમના આખા શરીરે ફોલ્લા થયા હતા. એ ફોલ્લામાં અસંખ્ય કીડા હતા. ફોલ્લાથી તેમને અસહ્ય વેદના થતી હતી, પરંતુ તેમને ત્યારે ચિંતા થતી હતી પેલા અસંખ્ય કીડાઓની! 'એ બિચારા ભૂખે મરી જશે', એવી ચિંતાથી તે ચણાનો લોટ પોતાના ફોલ્લાઓમાં ભરતા!!

મસ્તરામની જ્ઞાનદૃષ્ટિ એ કીડાઓમાં પણ 'આત્મા'નું દર્શન કરતી હતી. તેમને એ કીડાઓ પ્રત્યે પણ પ્રેમ હતો. તેમના પ્રેમમાં એ પોતાની શારીરિક પીડા પણ ભૂલી જતા! વેદના થતી તો સહનશીલતાનો તે સહારો લેતા. કોઈ દવાદારૂ પણ કરાવ્યા નહિ. અરે! પોતાના કોઈ ભક્તને પણ ફોલ્લા થયાની જાણ ન કરી!!

પરંતુ ભાવનગરના મહારાજા તખ્તસિંહજી મસ્તરામજીના પરમ ભક્ત હતા. તેમણે અંગ્રેજ સર્જન પાસે

બેહોશ બનાવી ફોલ્લાનું ઓપરેશન કરાવી નાખ્યું. મસ્તરામ હોશમાં આવ્યા. તેમને ખબર પડી કે ફોલ્લા ફોડી નંખાયા છે અને તેમાંના બધા જ કીડા મારી નંખાયા છે, આ જાણતાં જ તેમને એટલો સખત આઘાત લાગ્યો કે તરત જ તેમનું પ્રાણ પંખેરું ઊડી ગયું!!!

કહેવાનું તાત્પર્ય એ છે કે જેમના પ્રત્યે સાચી મૈત્રી કે કરુણા હોય છે તેમના દુઃખે દુઃખી થયા વિના નથી રહેવાતું. તેમનું દુઃખ દૂર કર્યા વિના ચેન નથી પડતું. પોતે દુઃખો સહીને પણ મિત્રનું દુઃખ દૂર કર્યા વિના રહેવાતું નથી. પ્રેમ જ એ પ્રયત્ન કરાવે છે. આ અંગે તને વિશેષ કયા શબ્દોમાં કહું? **ચૈતન્ય પ્રત્યેનો પ્રેમ, જીવમાત્ર પ્રત્યેનો પ્રેમ જ તારા હૃદયને આનંદથી છલોછલ ભરી દેશે. પ્રયોગ કરી જોજે.**

પણ હા, તું તારા હૃદયને નિર્લેપ અને નિઃસંગ બનાવવાનો નિષ્ઠાભર્યો પ્રયત્ન કરીશ ને? આ પ્રયત્નમાં અનિત્ય, અશરણ, એકત્વ, અન્યત્વ અને અશુચિ આદિ બાર ભાવનાઓનું પ્રતિપળ ચિંતન કરજે. આ ચિંતનમાં '**શાંત સુધારસ**' નામનું સંસ્કૃત ગેય મહાકાવ્ય તને સહાયક બનશે. તેના ગુજરાતી અને હિન્દી ભાષામાં અનુવાદ–વિવેચન પણ પ્રકટ થયાં છે.

આજકાલ પરમાત્મ–તત્ત્વ પ્રત્યે સવિશેષ આકર્ષણ અને શરણભાવ જાગ્યા છે. તબિયત સારી છે. ચિત્તની પ્રસન્નતા દિનપ્રતિદિન વધતી જ જાય છે; તારી પણ વધતી રહે અને ગહન બને તેવી શુભેચ્છા સહ,

વિહારમાં, —પ્રિયદર્શન

તા. ૯–૩–'૭૭

* દુઃખોથી દૂર ભાગવાની ઈચ્છા એ કાયરતા છે. દુઃખોને સમતાભાવથી સહન કરવામાં જ વીરતા છે.
* બંધનોમાં સુખની કલ્પના અને શોધ છે ત્યાં સુધી મુક્તિ પ્રિય નથી લાગતી.
* જીવનમાં તપ છે, ત્યાગ છે, શીલ છે, શાસ્ત્ર-જ્ઞાન છે, પરંતુ જો નિર્વૈરભાવ નથી તો ભવસાગરમાં ડૂબી જવાના.
* ભૂલ સામાની જ હોય છતાંય તેના પ્રત્યે પણ વેરભાવ નથી રાખવાનો. ભૂલેચૂકે પણ વેર ન બંધાઈ જાય તે માટે સતત જાગ્રતિ રાખવાની છે.

## પત્ર | ૧૫

પ્રિય મુમુક્ષુ,
ધર્મલાભ !

તારો પત્ર મળ્યો.

'જવાબ લખવામાં વિલંબ થયો છે, જવાબ આપવામાં વિલંબ ન કરવો જોઈએ.' તારી આ ફરિયાદ સાચી છે, છતાંય જવાબ લખવામાં વિલંબ થઇ જ જાય છે. હવે વિલંબ ન થાય, બહુ લાંબો વિલંબ ન થાય તે માટે સજાગ રહીશ, સક્રિય પણ. પત્ર લખતાં નજર સમક્ષ તારો નિર્દોષ અને

સ્નેહસભર ચહેરો તરવરી રહે છે. એકાકાર બની જાઉં છું ત્યારે તારી સાથે, તારા સંવેદન અને સ્પંદન સાથે!

પારાવાર કૌટુંબિક સમસ્યાઓ વચ્ચે પણ ઉદાસીનભાવે તું તારા કર્તવ્યોનું પાલન કરી રહ્યો છે અને પરમાત્મ-તત્ત્વ પ્રત્યે ભાવિક બનતો જાય છે તે જાણીને મારી ચિત્તપ્રસન્નતામાં ઉમેરો થયો છે. તારી જ્ઞાનપૂત સહનશીલતાની કયા શબ્દોમાં પ્રશંસા કરું ?

તારો પત્ર વાંચતા વાંચતા મન તીવ્ર ઉદ્વેગથી ભરાઈ ગયું હતું, અને 'ઘર છોડીને મારી પાસે દોડયા આવવાનું' લખવાની પ્રબળ ઇચ્છા થઈ હતી. પરંતુ બીજી પળે વિચાર આવ્યો કે આમ દુઃખથી ભાગવું યોગ્ય નથી, તેમાં શાણપણ નથી. જ્ઞાનીનો એ માર્ગ નથી. દુઃખોથી દૂર ભાગવાની ઇચ્છા કાયરતા છે. દુઃખોને સમતાભાવથી સહન કરવામાં જ વીરતા છે. સાચે જ તેં એ વીરતાની પ્રતીતિ કરાવી છે!

તું લખે છે: 'હવે તેના પ્રત્યે મને મૈત્રીભાવ નથી જાગતો. ઊલટું, કયારેક તો તેના પ્રત્યે ઘૃણા પણ થઈ જાય છે...' મારા પ્રિય! આ માનવસહજ સ્વભાવ છે. આપણો તિરસ્કાર કરનારના પ્રત્યે, તેજોવધ કરનાર પ્રત્યે, આપણી કડક ટીકા કરનાર પ્રત્યે મૈત્રીભાવ ટકવો બેહદ મુશ્કેલ છે. તેમના પ્રત્યે તિરસ્કાર કે ઘૃણા થાય તે અસ્વાભાવિક નથી. તેવા સાથે જીવન જીવવું ત્રાસરૂપ બની જાય છે. તારા માટે–તારા પર મને વાત્સલ્ય અને પ્રેમ હોવાથી તને આ પ્રકારના ત્રાસ અને યાતનાઓમાંથી છોડાવવાની તીવ્ર ઇચ્છા આપોઆપ થઈ આવે છે.

આ તીવ્રેચ્છા અંગે વિચાર કરતાં પ્રશ્નોની હારમાળા સર્જાઈ! 'શું કહું? તેને મારી પાસે બોલાવી લઉં તો તેની યાતનાઓનો અંત આવી જશે? મારી પાસે રાખીને તેને માનસિક વેદનાઓમાંથી મુક્ત કરી શકીશ? તેના ઉજડતા જીવનબાગને પુનઃ નવપલ્લવિત કરી શકીશ? હા, તો અહીં પણ શું તેના મનમાં વિકલ્પ પેદા નહિ થાય? અહીં પણ શું તેને માનસિક કોઈ દુઃખ-વેદના નહિ થાય? એવું થશે તો એ પાછો ક્યાં જશે? ફરી તેને તું ક્યાં મોકલીશ?...' આવા તો અનેક વિચારો આવ્યા અને ગયા.

ખેર! તું મારી પાસે આવીશ તો શક્ય તમામ પ્રયત્ને તને સહાયક બનીશ અને તારી માનસિક દુનિયા બદલવા પ્રયત્ન કરીશ. પરંતુ હમણાં એ ક્યાં સંભવિત છે? ઠીક છે. થોડા દિવસ માટે તું આવી પણ જાય, થોડા દિવસ મારી સાથે રહે પણ ખરો, પરંતુ આખરે તો તારે પાછા જવાનું જ ને? તને ન ગમે તો પણ પાછા જવું તો પડવાનું ને? માનવજીવનમાં આવું આવા-ગમન જાણે અનિવાર્ય છે.

તું પોતે પણ જાણે છે કે 'એ' સુધરનાર નથી. તેનો સ્વભાવ સુધારાથી પર છે. તારા પ્રત્યે તેની દોષ-દૃષ્ટિ બની છે. તે હવે બદલી બદલાય તેમ નથી. તેની ખરાબ ટેવો સુધરનાર નથી. એવી પરિસ્થિતિમાં તારે જીવવાનું છે! તું જીવી પણ રહ્યો છે. પ્રતિકૂળતા અને વિષમતા વચ્ચે પણ તું હસતો જીવે છે. તે માટે તને લાખ લાખ ધન્યવાદ!

તું સાચું જ કહે છે: 'રહેવાને બંગલો છે, બબ્બે ફિયાટ કાર છે, ખર્ચ કરવા માટે જોઈએ તેટલી દોલત છે, કશાયની કમી નથી, મન આવે તેમ કરવાની આઝાદી છે, છતાંય હું અંતરથી દુઃખી અને અશાંત છું. આ વૈભવ મને ન મળ્યો હોત તો કોઈ રંજ ન થાત પણ જો મને મનવાંછિત સ્નેહ અને સદ્‌ભાવ, ત્યાગ અને સમર્પણ મળ્યા હોય તો...'

તો ? ? ?...

શું થાત ? તને સ્વર્ગ મળી જાત ખરું ને ? પરંતુ તને તેથી મોક્ષ ન મળત, કારણ કે સ્વર્ગ પણ ક્ષણિક છે ! સ્વર્ગ પણ શાશ્વત્ નથી. શાશ્વત્ અને સનાતન તો મોક્ષ જ છે. મુક્તિ જ છે. બંધનોમાં સુખની કલ્પના અને શોધ છે ત્યાં સુધી મુક્તિ પ્રિય નથી લાગતી. ભલા ! ઘડીભર વિચાર તો કર કે તને તારા કુટુંબીજનોનો પ્રેમ મળ્યો હોત તો તું પરમાત્માનો પ્રેમ પામવા આટલો તલપાપડ બની શકયો હોત ખરો ? પરમાત્મ-ભક્તિમાં આટલો લીન બની શકયો હોત ? આજે જે તું દર્દભરી પુકારથી અને આંસુભીની આંખોથી પરમાત્માને પુકારે છે તે પોકાર તું પાડી શકયો હોત ખરો ?

મિત્ર મારા ! તેમના પ્રત્યે ઘૃણા નહિ. વેર નહિ પરંતુ નિર્વૈરભાવ રાખવાનો છે, ભલે તેમનો મૈત્રીભાવ કે પ્રેમ જાગ્રત ન થાય. તું બસ, તારા હૈયે નિર્વૈરભાવ જાગ્રત કર. 'મને તેમનો કોઇ રંજ નથી. તેમના પ્રત્યે કોઇ રોષ નથી, કોઇ ફરિયાદ નથી, એઓ પણ કર્માધીન મનુષ્યો છે, કર્મપ્રેરિત થઇ તેઓ ભૂલ કરી રહ્યા છે,

તેમના આત્માનો તો કોઈ જ દોષ નથી. મારાં પાપકર્મોનો ઉદય તો તેમની ભૂલો માટે નિમિત્ત નથી ને? સત્ય તો એ છે કે મારા હૈયે તેમના માટે જરા માત્ર પણ વેર-ભાવ ન હોવો જોઈએ...' આ પ્રમાણે સતત વિચાર. આ વિચારધારાથી તારો આત્મા નિર્મળ બનશે.

હા, ઠીક સમયે યાદ આવ્યું. તે મહાસતી અંજ-નાનું જીવનચરિત્ર તો વાંચ્યું છે ને? બાવીસ બાવીસ વરસ સુધી પતિ પવનંજયનો ઘોર વિરહ સહન કરનાર એ અંજનાના હૈયે ક્યારે ય કોઈ પણ પળે રોષ નથી થયો! જ્યારે પવનંજયના હૈયે અંજના પ્રત્યે રોષ, ઘોર ઘૃણા અને તીખો તિરસ્કાર હતો!! આમ છતાંય અંજ-નાનું હૃદય નિર્વૈર રહ્યું!

અંજના પણ માનવ હતી. નારી હતી. સંસારી હતી. સંસારના વૈષયિક સુખોની કામનાથી તો પવનંજય સાથે લગ્ન કર્યાં હતાં. અર્થાત્ એ કોઈ સાધ્વી ન હતી. રાજકુમારી હતી. છતાંય પોતાનો ત્યાગ કરનાર પતિ પ્રત્યે ૨૨-૨૨ વર્ષ સુધી તેણે નથી કોઈ ફરિયાદ કરી કે નથી કોઈ બીજો વિચાર કર્યો!!!

મુમુક્ષુ! રખે માનતો કે મહાસતી અંજનાના જીવનમાં જે સંભવિત બન્યું તે આપણા જીવનમાં અસં-ભવિત છે. જ્ઞાનદૃષ્ટિ ખુલવાથી આપણા જીવનમાં પણ આવો નિર્વૈરભાવ સંભવિત છે જ. નિર્વૈરભાવની જીવ-નમાં ખૂબ જ જરૂર છે. જીવનમાં તપ છે, ત્યાગ છે, શીલ છે, શાસ્ત્રજ્ઞાન છે પરંતુ જો નિર્વૈરભાવ નથી તો

ભવસાગરમાં ડૂબી જ જવાના. દુર્ગતિઓમાં જ જવાના. નિર્વૈરભાવ નહિ હોય તો ઉગ્ર તપ–ત્યાગ અને સંયમ પણ આપણને નહિ બચાવી શકે. દાન–શીલ પણ આપણી મદદે નહિ આવે.

'સમરાદિત્યકેવલી' ચરિત્રમાં અગ્નિશર્માનું એક પાત્ર આવે છે. ઉગ્ર તપસ્વી, કઠોર સંયમી, કડક વ્રત–નિયમ-પાલક એ અગ્નિશર્મા છેવટે ભવસાગરમાં કેમ ડૂબી ગયો ? વૈરભાવે તેને દુર્ગતિમાં રઝળતો કરી મૂકયો. રાજા ગુણસેન પ્રત્યે વૈરભાવ જાગ્યો. ગુણસેનને ક્ષમા ન આપી શકયો. પરિણામ ? ભટકી ગયો ભયાનક ભવાટવીમાં ! ! !

હા, પોતાની જરા માત્ર પણ ભૂલ ન હોય, ભૂલ સામાની જ હોય; છતાં તેના પ્રત્યે ય વૈરભાવ નથી રાખવાનો. વૈર ભૂલથી ય ન બંધાય તેની પ્રતિપળ જાગૃતિ રાખવાની છે. ભલે સામા પ્રત્યે પ્રેમ ન હોય, ભલે મૈત્રી ન હોય પરંતુ નિર્વૈરભાવ તો હોવો જોઈએ. તેમાં કોઈ જ, કશી જ બાંધછોડ ન ચાલે. અપરાધીનું આપણે હિત ન કરી શકીએ તો તેનો રંજ નહિ, પરંતુ તેનું અહિત તો ન જ કરાય, ન જ કરાય. સ્વપ્ને પણ નહિ.

રાજા ગુણસેન જાગ્રત હતો. તેને ખબર હતી કે અગ્નિશર્માના હૈયે તેના માટે વૈરનો વડવાનળ ભડકી રહ્યો છે. છતાં પણ ગુણસેને અગ્નિશર્મા પ્રત્યે જરા માત્ર દ્વેષ કે ડંખ ન રાખ્યો. આથી ગુણસેન સતત આત્મવિકાસ કરતો રહ્યો અને કાળક્રમે નવમા ભવે સર્વજ્ઞ–વીતરાગ બન્યા ! ભવસાગર તરી ગયા ! ! !

વ્હાલા મુમુક્ષુ! તારા આજના સંજોગોમાં આટલી ને આવી જાગૃતિ રાખવી તારા માટે જરૂરી જ નહિ, અનિવાર્ય પણ છે. તારી સહનશીલતા નિર્વૈરભાવથી વધુ દૃઢ બનશે. તેથી તારી અંતરાળ દુનિયા સુખી બનશે.

તારી પાસે સમય છે. સમયનો સદુપયોગ કર. થોડાક તત્ત્વજ્ઞાનનાં પુસ્તક વાંચ. થોડુંક લખવાની પણ ટેવ પાડ. તું 'ગ્રેજ્યુએટ' છે. સારું લખી શકે છે. તારા વિચારોને કાગળ પર ઉતારીને એ વિચારો મને મોકલતો રહે. આમ વાંચન, લેખન અને ચિંતનમાં વ્યસ્ત રહેવાથી એ વ્યક્તિના કોઈ વિચાર તને નહિ આવે. આવશે તો સતાવશે નહિ.

આમ છતાંય એ વ્યક્તિના વિચાર આવે, તેના પ્રત્યે ઘૃણા-તિરસ્કાર થાય તો પરમાત્મભક્તિના તારા રચેલાં ગીત ગાવા લાગજે. તું સારાં ગીતો બનાવે છે. તારા બનાવેલાં ભક્તિગીત મેં એક ભાઈના કંઠે સાંભળ્યાં છે. ખૂબ જ ભાવવાહી છે તારાં ગીત! એ ગીતોમાં ઘૃણા અને તિરસ્કારને ઓગળી નાંખ.

તને લખવા બેસું છું તો સમયની અદબ પણ ભૂલી જઉં છું. અન્ય સમ્યક્ કાર્યો અને જિજ્ઞાસુઓ રાહ જોઈને બેઠા છે. અટકવાનું મન થતું નથી. છતાંય અટકવું જ પડશે. અટકતાં પહેલાં તારી ચિત્તપ્રસન્નતા ચાહું છું.

—પ્રિયદર્શન

ઝઘડીઆ તીર્થ.
તા. ૨૧-૪-'૭૭

* જીવન ભારરૂપ કે નિરસ ન બનવું જોઇએ. જીવનમાં કોઈ તાણ ન જોઇએ; ન કોઈ તંગદીલી. જીવન તો સહજ જીવાવું જોઇએ.
* જે પોતાને સંત, મહાત્મા, ત્યાગી, તપસ્વી, જ્ઞાની માને છે અને બીજાઓને તુચ્છકારભરી દૃષ્ટિથી જુએ છે તે અસલમાં પોતાના 'અહં'-ને જ પોષે છે. આવો અહંકારી સદા ભવ-વનમાં અથડાતો રહે છે,
* નિંદાના વ્યસનમાં તું ભૂલેચૂકે પણ ફસાઇશ નહિ.

પત્ર/૧૬

પ્રિય મુમુક્ષુ,

ધર્મલાભ !

તું મને મળ્યો. થોડો સમય મારી સાથે રહ્યો અને તું ગયો ત્યાર પછી તેં લખેલો પત્ર અહીં મળ્યો.

મારા સહવાસથી તારું અશાંત મન શાંત બન્યું. ઘણી બધી તારી ક્રિયાઓ દૂર થઇ અને ચિત્ત તારું પ્રસન્ન બન્યું. હળવો ફૂલ બન્યો તું.

આ બધું જાણીને ખૂબ ખૂબ આનંદ થયો. હું ઇચ્છું છું કે જીવન ભારરૂપ અને બેદિલ ન બનવું જોઇએ.

જીવનમાં કોઈ તાણ ન જોઇએ, ન કોઈ તંગદીલી. જીવન તો સહજ જીવાવું જોઈએ.

તારા ગયા બાદ એક સાધક પુરુષ મળવા આવ્યા હતા.

લગભગ વીસ વર્ષ પહેલાં તેમણે સંસારનો ત્યાગ કર્યો હતો, ત્યારથી એ ત્યાગીનું જીવન જીવે છે.

એ ત્યાગી તો છે જ. વૈરાગી અને તપસ્વી પણ છે.

તેમની સાથે ઘણી બધી દિલચસ્પ વાતો થઈ. વાતોમાં ને વાતોમાં રાતના બેના ટકોરા વાગી ગયા. તેમને સંપૂર્ણ સાંભળ્યા બાદ મને લાગ્યું કે એ ત્યાગી અને તપસ્વીનું હૈયું કોઈ ભારથી કચડાઈ રહ્યું હતું! સંતપ્ત હતું તેમનું મન! વાતોમાં તેમણે ઘણાં બધાં માટે ઘણી બધી ફરિયાદો કરી!! તેમણે પોતાની અધૂરી અને અપૂર્ણ આશા અને અરમાનોની પણ વાતો કહી. અધૂરા અરમાનોથી, અતૃપ્ત આશાઓથી તે બેચેન અને બેદિલ હતા! તેમનું હૈયું વ્યગ્ર અને વ્યથિત હતું! તેમની ફરિયાદો, વાતો વગેરેની એક જ ધ્રુવપંક્તિ હતી– 'હવે આ જીવન ભારરૂપ લાગે છે!!!'

કેવી કરુણતા? ત્યાગી જીવન પણ તેમને ભારરૂપ લાગે છે. સાચું કહું મુમુક્ષુ! એ ત્યાગી અને તપસ્વી જીવન નથી જીવતા, એ જીવનને ઢસડે છે. તેમના જીવનમાં કોઈ જ સ્વાભાવિકતા નથી, સહજતા નથી. તેમની પાસે માત્ર ગોખેલા–કંઠસ્થ કરેલા કેટલાક ગ્રંથોનું શબ્દજ્ઞાન હતું–છે; પરંતુ અનુપ્રેક્ષાથી આત્મસાત્ કરેલું જ્ઞાન બિલકુલ નથી. તે માને છે કે તેમની પાસે સમ્યગ્દર્શન છે પણ કોઈને ય તે સમ્યગ્દૃષ્ટિથી જોઈ શકતા નથી! વસ્તુ હોય કે વિચાર, વિચાર હોય કે વ્યક્તિ, કોઈનામાં પણ તે ગુણ જોતા નથી. ગુણદૃષ્ટિથી વિચારવાનું જાણે તે શીખ્યા

જ નથી ! સહવર્તી સાધકોની બાહ્યક્રિયાઓ અને બાહ્ય વ્યવહારને જોઇને જ તેમના માટે તે અભિપ્રાય બાંધે છે. પરિણામ ? તેમને બધામાં અને બધે માત્ર બુરાઈ જ બુરાઇ જણાય છે !!

તેમને કહેલો એક પ્રેરક પ્રસંગ તને પણ જણાવું : 'તમે મક્કા અને મદીનાનું નામ તો સાંભળ્યું જ હશે. એ મદીનામાં **હુસેન બસરાઈ** નામનો એક ફકીર રહેતો હતો. નામી ફકીર હતો એ.

એક દિવસ એ ફકીર નદી કિનારે ફરી રહ્યો હતો ત્યાં તેણે જોયું તો નદીના પટમાં એક યુવાન બેઠો હતો. તેની પાસે ઉંમરલાયક સ્ત્રી પણ બેઠી હતી. યુવાનના હાથમાં બોટલ હતી. એ બોટલ મોંએ માંડી તે પી રહ્યો હતો.

આ દૃશ્ય જોઇ હુસેનનો ચહેરો બદલાઇ ગયો. ચહેરા પર ઘૃણાના ભાવ રંગાઇ ગયા. તેમને મનમાં થયું : આ યુવાન તો દારૂ પીએ છે પણ તે કદાચ પેલી સ્ત્રીને પણ દારૂ પાશે.'

હુસેન ફકીર હતો. શરાબ અને શરાબી પ્રત્યે ફકીરને ઘૃણા થાય તે સ્વાભાવિક છે.

ત્યાં જ એક નવી ઘટના બની. નદીના પ્રવાહમાં એક હોડીમાં બેસીને સાત જણ સામે કિનારે જઈ રહ્યા હતા. પરંતુ સામે કિનારે તેઓ પહોંચે ત્યાં જ રસ્તામાં હોડી ઊંધી વળી ગઇ. ડૂબતા માણસો 'બચાવો ...બચાવો...'ની બૂમો પાડવા લાગ્યા.

યુવાને બૂમો સાંભળી. સટાક તે ઊભો થઈ ગયો.

દોડયો. નદીમાં ઝંપલાવ્યું. અને પોતાની પીઠ પર એક પછી એક સાતે જણને ડૂબતા બચાવી કિનારે લઈ આવ્યો.

ફકીર તો યુવાનની આ ત્વરા અને સાહસ જોઇ દંગ રહી ગયા ! ફકીર હુસેનના ચહેરા પર ઊતરી આવેલા ધૃણાના ભાવ પેલા યુવાને જોયા હતા. આથી, બધાને બચાવ્યા બાદ ફકીર પાસે જઈને તેણે કહ્યું :

'મહાપુરુષ ! તમે તો સાધુ પુરુષ છો ને ? તો તમે કેમ નદીમાં કૂદી ન પડયા ? ડૂબતા માણસોને બચાવવા તમે કેમ ન દોડયા ? તમે તમારી જાતને બહુ ઊંચી માનો છો અને બીજાઓને હલકી નજરે જુવો છો ! તમે મને શરાબી માન્યો હતો ને ? પણ ફકીર ! આ બોટલમાં શરાબ નહિ પણ નદીનું પાણી છે. અને આ સ્ત્રી ? કોઇ બજારુ નહિ પણ મારી સગી મા છે મા ! પણ અફસોસ ! તમે મારા માટે હલકા અને હીન વિચાર કર્યા ! મને કહેવા દો ફકીર ! તમારે તમારી જાતને ઉચ્ચ નહિ પણ નીચ માનવી જોઇએ. તમે સારા નહોતા એટલે તો ફકીર બન્યા છો ને ! સારા હોત તો ફકીર બનવાની કોઈ જરૂર જ ન હોત...'

યુવાનની સ્પષ્ટતા સાંભળી ફકીર હુસેનનું માથું શરમથી ઝૂકી પડયું. તે યુવાનને ચરણે પડયા. યુવાનની વાતથી તેમની દોષદૃષ્ટિ દૂર થઈ. જે પોતાને સંત, મહાત્મા, જ્ઞાની, તપસ્વી, ત્યાગી માને છે અને બીજાઓને તુચ્છકારથી જુએ છે તે અસલમાં પોતાના 'અહં'ને

જ પોષે છે. આવા અહંકારી સદાય ભવોભવમાં આથડે છે.

મુમુક્ષુ ! આ પ્રસંગ મેં સંભળાવ્યો તો એ સાધક વિચારમાં પડી ગયા. પરંતુ તેમનામાં કોઈ પરિવર્તન થવાની આશા મને નથી. એ મહાત્મા તો કંઈક સરળ-હૃદયી હતા ! પરંતુ ગૂઢ હૃદયવાળા એવા 'મહાત્માઓ' કે જેઓ કશું બોલતા નથી, મનમાં ને મનમાં જ મુરઝાયા કરે છે; તેમનું જીવન ભારરૂપ બની જાય છે. સહજ–સ્વાભાવિક જીવન જીવવું તેમને જાણે ગમતું જ નથી ! આવા બીજા પણ કેટલાંક સ્ત્રી–પુરુષો તને જોવા મળશે. મગજ પર અસહ્ય ભાર આવી જતાં તેઓ પાગલ બની જાય છે. અને ક્યારેક 'બ્રેઇન–હેમરેજ'ના શિકાર પણ બને છે.

એ મહાત્માની વાત તો તને પ્રાસંગિક હતી એટલે લખી. તારા ગયા બાદ આ મહત્ત્વની મુલાકાત થઈ તેથી તને જણાવી. તારે તારા મનને, મગજને અને હૈયાને બોજથી દૂર રાખવાનાં છે. આથી એ માટે તને જે ઉપાયો સૂચવ્યા છે તેને તું રખે ભૂલતો.

**જીવનનો રસ સૂકાવો ન જોઇએ. અનેક પ્રતિકૂળતાઓ અને આપદાથી ઘેરાયેલા જીવન વચ્ચે પણ જીવનરસ ન સૂકાય, જીવન નિરસ ન બને તો માનજે કે જ્ઞાનદષ્ટિ પ્રાપ્ત થઈ છે.** સાધુજીવન સ્વીકારવા માટે જે કેટલીક યોગ્યતાઓની અપેક્ષા રખાય છે, એ અપેક્ષા છે પ્રતિકૂળ પરિસ્થિતિ-

ઓમાં પણ જીવન નિરસ ન બને...જીવન ખાલી......
ખાલી...એકલું-એકલવાયું ન લાગે.

પણ સાવધાન! આ સરસતા વાસનાજન્ય ન હોવી જોઈએ. કષાયજન્ય ન હોવી જોઈએ. મારા શ્રમણજીવનના શૈશવકાળમાં મેં એક એવા મહાત્માને જોયા હતા. તેમને બીજાની નિંદા કરવામાં બેહદ રસ પડતો હતો. જ્યારે જુઓ ત્યારે એ નિંદા અને કુથલીમાં જ રસ-મગ્ન હોય! દોષદર્શન અને દોષકથનમાં જ તે ગુલતાન જણાય! એ મહાત્મા 'પરવૃત્તાન્તાન્ધમૂકબધિર:!' નહોતા. એ તો હતા સ્વવૃત્તાન્તાન્ધમૂકબધિર:! અલબત્ તેમનું જીવન સરસ હતું. પણ એ રસ હતો નિંદાનો! દોષ-દર્શનનો એ રસ હતો! આવા નિંદારસથી જીવનને રસવાનું હું નથી કહેતો. રસ તો ગુણદર્શનનો જોઇએ. આત્મગુણોનો રસ જોઇએ. એવો રસ જીવનમાં રસાવો જોઇએ કે જેથી અશુભ કર્મબંધ ન થાય.

મારા આત્મસખા! મોટા ભાગે આમ બનતું જોવાય છે. સાધક અજાગ્રત હોય છે તો તે વિકથાઓના રસમાં ડૂબી જાય છે. વિકથા એટલે સ્ત્રી-કથા, ભોજન-કથા, દેશ-કથા અને રાજ-કથા. તેમાં પણ ઉમેરો થતાં ભક્ત-કથા, ઉપાશ્રય-કથા વગેરે અનેક ફાલતું-અર્થહીન કથાઓ-વાતો તે કરતો રહે છે. તેમાં તે મઝા માણતો રહે છે.

વાતો કરવી-ગામગપાટા હાંકવામાં પણ એક ચટાકે-દાર રસ છે. પણ આ રસનો ચટકો આત્માને એવા અશુભ કર્મોના ગાઢ બંધનથી બાંધે છે કે આત્માનું ભવિષ્ય

અંધકારમય બની જાય છે. તે સરવાળે દુઃખી દુઃખી થઇ જાય છે. વાતોનો રસ જ્ઞાનોપાસનાનો રસ જાગવા નથી દેતો. ધ્યાન માટે આ રસ બાધક છે. **જે કોઇને પણ જ્ઞાન અને ધ્યાનની સાધના કરવી છે, તેમાંથી રસાનુભૂતિ પ્રાપ્ત કરવી છે તેણે ફાલતુ વાતોમાં પોતાનો સમય બરબાદ નહિ કરવો જોઇએ. વિકથાઓથી તો તેણે સો સો જોજન દૂર રહેવું જોઇએ.** ચિત્તને ચંચળ બનાવે, મનને સંકલ્પ–વિકલ્પથી છિન્નભિન્ન બનાવે તેવી તમામ વાતો અને વિકથાઓથી અલિપ્ત અળગા રહેવું જોઇએ.

તું સંસારી છે. ગૃહસ્થી છે. આથી તારા માટે આ થોડુંક મુશ્કેલ બનશે, સંસારમાં ગમે ત્યાં જાવ, 'વિકથા' સામાન્ય જણાશે. આશ્ચર્ય અને દુઃખ તો એનું થાય છે મુમુક્ષુ! 'વિકથા ખરાબ છે' એવું કોઇ માનતું નથી! એવું માને છે અને જાણે છે તો 'આ નિયમ તો સાધુ–સંતો માટે છે' એમ વિચારી મઝાથી વિકથાનો રસ લૂંટે છે! અને વિકથા કરનારી 'કંપની' નથી મળતી ત્યારે વિકથાના રસિયાઓ કંટાળી જાય છે. વાતો કરનાર કોઇ નથી મળતું તો તેઓ અકળાઈ જાય છે. તેમને કશું ગમતું નથી. આથી જ પ્રિય! તને ભારપૂર્વક કહું છું કે વિકથાના આ વ્યસનમાં તું ભૂલથી પણ ફસાતો નહિ.

વ્યસનોથી રસવૃત્તિને પંપાળનાર અને પોષનાર અંતે ખુદ પોતાને જ દુઃખી બનાવે છે. પત્તાં રમવાનો રસ, સીનેમા જોવાનો રસ વગેરે ખરાબ વ્યસન છે. આ

બધા વ્યસનોનો રસ અસાત્ત્વિક છે, રસ તો સાત્ત્વિક પ્રવૃત્તિમાં જ હોવો જોઈએ. માની લીધું કે નિવૃત્તિમાં કોઈ મઝા નથી આવતી, તો સત્પ્રવૃત્તિમાં મઝા લે. ક્રિયાત્મક ધર્મનું ક્ષેત્ર પણ વિશાળ છે. તારી પાસે તો ગીત–રચનાની પણ પ્રવૃત્તિ છે. પરમાત્મ-ભક્તિનાં ભાવસભર ગીતોની તું રચના કર. એ ગીતોને પરમાત્માના મંદિરમાં ભાવભીના હૈયે અને કંઠે ગા. ગાતો રહે ! અને તું પોતે જ જોઈશ કે કેવો અદ્‌ભુત રસ તારા જીવનમાં વહી રહ્યો છે.

એવી જ બીજી સાત્ત્વિક પ્રવૃત્તિ છે ; તાત્ત્વિક આધ્યાત્મિક ગ્રન્થોનું અધ્યયન. ભારતીય દર્શનોના હજારો ગ્રન્થ છે. અને તને તો ફિલોસોફીમાં રસ છે. અધ્યયન કરતાં તું 'નોટ્સ' પણ લખી શકે છે. જ્યારે કોઈ સાત્ત્વિક પ્રવૃત્તિના વિદ્વાનનો ભેટો થાય ત્યારે તેમને વિનયથી પૂછીને તું તારી જિજ્ઞાસાઓને પણ સંતોષી શકે છે.

આ ઉપરાંત તું થોડાક મિત્રોને ભેગા કરીને તાત્ત્વિક ચર્ચા પણ કરી શકે છે. દા ત., નવતત્ત્વમાંથી એક તત્ત્વ પર તું વિચારોની આપ–લે કર. આ ચર્ચામાં એક સાવધાની અનિવાર્ય છે. ચર્ચા કરતાં વિવાદ કે વિતંડાવાદમાં ઢસડાઈશ નહિ. ચર્ચા વિવાદનું કે દલીલબાજીનું રૂપ પકડે કે તુરત ચર્ચા સમેટી લેવી. વિવાદાસ્પદ બાબતો નોંધી લઈ કોઈ યોગ્ય વિદ્વાન્ પાસે જઈ તેનું સમાધાન મેળવી લેવું. આમ કરવાથી મૈત્રી અખંડ રહેશે અને તારા

મિત્રો પણ તત્ત્વરસિક બનશે. તારું જીવન પણ રસભર બનતું જશે.

અને ક્યારેક લાંબા સમયની મોકળાશ મળે તો તીર્થ-યાત્રાએ નીકળી પડજે. પ્રાકૃતિક સૌંદર્યથી ભરપૂર એવાં ઘણાં તીર્થધામ છે. ચાલ્યો જજે ત્યાં, અને તારા મનને એ પવિત્ર તીર્થધામોમાં સાત્ત્વિક આનંદ ભરી દેજે. આબુ, દેલવાડા, અચલગઢ, રાણકપુર, કુંભારિયા, તારંગા, નાકોડા, આદિ એવાં તીર્થો છે કે ત્યાં તન–મન–આત્મા સાત્ત્વિક આનંદથી ભરાઇ જાય છે. આ તીર્થયાત્રા અંગે ફરી ક્યારેક વિગતે લખીશ.

છતાંય તારું મન ન માને તો દોડયો આવજે મારી પાસે. કેમ બરાબર ને ? અહીં તો–મારી પાસે તો તારા તન–મન–આત્મા પ્રફુલ્લિત બની જ જાય છે. તો છેલ્લે તને ફરીથી કહેવાનું કે—

**જીવન મિથ્યા કલ્પિત વિકલ્પોથી ભારેખમ ન બનાવીશ. પ્રફુલ્લિત અને પ્રસન્ન રહેજે. પ્રસન્ન-ચિત્તથી જીવનની પસાર થતી દરેક ક્ષણને રસમય કરજે.**

અમે વડોદરા આવ્યા છીએ. અહીં દસ દિવસની ‘મીની શિબિર’નું આયોજન કરાયું છે, યુવકવર્ગનો ઉત્સાહ પ્રશંસનીય છે. યુવાનોમાં તત્ત્વજિજ્ઞાસા જાગવી એ શું ઉજ્જ્વળ ભવિષ્યનો સંકેત નથી ?

તારી ચિત્તશાંતિ અને ચિત્ત–પ્રસન્નતાની પ્રાર્થનાસહ,

વડોદરા, —પ્રિયદર્શન

તા. ૨૬–૫–’૭૭

* અતૃપ્તિ અને આસક્તિ જ આપણા મનને વ્યગ્ર અને વ્યથિત બનાવે છે.
* બહારના પ્રતિકૂળ સંજોગોથી છૂટકારો પામવાને બદલે અંતરની અતૃપ્તિ અને આસક્તિથી છુટકારો મેળવવો તે વધુ શ્રેયસ્કર છે.
* રાગ-વિરાગ અને ભોગ-ત્યાગનું યુદ્ધ તો ચાલતું જ રહેવાનું ! રાગીઓને વિરાગનો માર્ગ પસંદ નથી પડતો ! ભોગીને ત્યાગનો પંથ નથી ગમતો !

## પત્ર | ૧૭

પ્રિય મુમુક્ષુ,

ધર્મલાભ !

તારો પત્ર આવ્યો ત્યારે આકાશ વેદનાથી નીચોવાઈ રહ્યું હતું. વાતાવરણમાં ઉદાસી ઝળુંબી રહી હતી. રાજમાર્ગ પણ કંઈક બેચેન હતો. તેની એક બાજુ એક માણસ લમણે હાથ દઈને બેઠો હતો. હતાશાની જાણે જીવંત મૂર્તિ ! તારો પત્ર વાંચ્યો ત્યારે લાગ્યું કે

આજનો દિવસ જ ઉદાસ અને વિષાદમય ઊગ્યો છે!

તારો પત્ર વાંચીને થયું કે તું વેદનાથી કેવો અમળાઈ રહ્યો છે! જાણીને હૈયું ખિન્ન થઈ ગયું. કેવો છે આ સંસાર! સાચે જ, સર્વજ્ઞ પરમાત્માએ જેવો વર્ણવ્યો છે તેવો જ છે આ સંસાર. દુઃખોથી ભરપૂર! ઉપાધિઓથી ભરપૂર!! ખરેખર સંસારનાં સુખોથી પણ દુઃખોની શક્તિ અપાર છે! માણસ પાસે હજાર-હજાર સુખ હોય તો પણ તે વચ્ચે માત્ર એક જ દુઃખ હોય તોય માણસ પોતાને દુઃખી માને છે! હજાર સુખોમાંથી માત્ર એક જ સુખ ચાલ્યું જાય તો એ માથું કૂટે છે! 'હાય! મારું એ સુખ ચાલ્યું ગયું!!!'

ન માલુમ, માણસનો આ કેવો સ્વભાવ છે! જે સુખ તેની પાસે છે તેનાથી તેને સંતોષ નથી અને જે સુખ નથી તે પામવા તે સદાય ચિંતામાં રહે છે! જે સુખ ચાલ્યું ગયું તેના માટે રોકકળ કરે છે! મોટા મોટા માણસ આમ રડયા છે! ભગવાન શ્રી અજિતનાથના ભાઈ સગર ચક્રવર્તીનું એક સુખ જતું રહ્યું. તેમનું પુત્ર-સુખ છીનવાઈ ગયું ત્યારે તે કેવા વિકળ અને વિહ્વળ, બેચેન અને બેદિલ બની ગયા હતા? લક્ષ્મણનું મૃત્યુ થયું ત્યારે રાજા રામ પણ કેવા ભાંગી પડયા હતા! રાવણે જ્યારે અપહરણ કર્યું ત્યારે મહાસતી સીતાએ કેવો કારમો કલ્પાંત કર્યો હતો? સાચે જ, એકાદ સુખનો અભાવ પણ માણસને દુઃખી દુઃખી કરી મૂકે છે.

થોડા દિવસ પહેલાંની વાત છે. એક પરિચિત ભાઈ મારી પાસે આવ્યા. તેમના ચહેરા પર ઉદાસી સ્પષ્ટ જણાતી હતી. થોડીક ઔપચારિક વાતો કર્યા બાદ તેમણે કહ્યું :

'મહારાજ સાહેબ ! હમણાં હમણાં મન ખૂબ જ અશાંત રહે છે. ક્યાંય ચેન નથી પડતું. કંઈક ઉપાય બતાવો.'

એ ભાઈ સુખી-સંપન્ન છે. લાખોની મિલકત છે. બંગલો છે. મોટર છે, ધીકતો ધંધો છે. સારી પ્રતિષ્ઠા છે. સુંદર ગુણીયલ પત્ની છે. ગર્વ લેવાય તેવા તેમને બે પુત્ર છે, છતાંય એ મહાનુભાવ દુઃખી જણાતા હતા. મારી પાસે શાંતિનો ઉપાય પૂછતા હતા. મેં પૂછ્યું : 'તમને વળી શાનું દુઃખ છે ? કયા દુઃખે તમે અશાંત છો ?'

તેમણે કહ્યું: 'બીજું તો કંઈ દુઃખ નથી પરંતુ છોકરાઓ હવે મારા કહ્યામાં નથી રહેતા. છાશવારે મારી સામા થઈ જાય છે. મને ઉતારી પાડે છે...' આટલું બોલતા તો એ ઉંમરલાયક ભાઈની આંખો આંસુથી છલકાઈ ગઈ.

'તમે આ વાતને શા માટે Hard and Fast લો છો ? શા માટે તેનો મન પર ભાર લઈને ફરો છો ? તમારી ધર્મપત્ની તો તમારા કહ્યામાં છે ને ? તમારા નોકર તો તમારું અપમાન નથી કરતા ને ? સમાજ તો તમારી ઇજ્જત કરે છે ને ? આટલા બધા તમારા કહ્યામાં છે ને ? પછી છોકરા તમારા કહ્યામાં નથી, તેથી અશાંત શા માટે બનો છો ? તમે છોકરાઓ સાથે બોલવાનું બંધ કરી દો. તેમને તમે કંઈક કહો અને તે 'ન કરે' તો તમને દુઃખ થાય ને ? એથી તો બહેતર છે કે

તેમને કંઈ પણ કહેવાનું જ બંધ કરી દો. પછી 'ના **રહેગા બાંસ, ન બજેગી બાંસૂરી!'** સારું તો એ છે કે તમારી સાથે જે સારો વ્યવહાર કરે તેની સાથે તમે વાતો કરો. હસો અને મનને હળવું રાખો.

'પરંતુ સાહેબ! તમને શું કહું? કેવી રીતે કહું? જ્યારે પણ એ છોકરાઓ મારી સામે આવે છે, મારી સામે જુવે છે, જાણે મને લાગે છે કે એમની ઝેરીલી આંખો...' એ ધ્રૂસકે ને ધ્રૂસકે રડી પડયા. થોડીક પળ હું મૌન રહ્યો. એ રડતા અટકયા એટલે મેં કહ્યું:

'તમે એ કેમ ભૂલી જાવ છો કે તમારી પાસે કેટલું સુખ છે? તમે એ સુખનો ઉપયોગ કરો. એક સુખ નથી તો શું થઈ ગયું? બીજાં અનેક સુખ છે. તમે એ પુણ્યોદયનો સદુપયોગ કરો. હા, એક વાત છે, તમે આત્મનિરીક્ષણ કરો. તમને કોઈ ભૂલ જણાય તો એ ભૂલને દૂર કરવાનો પ્રયત્ન કરો.'

પછી તો એકાદ કલાક સુધી તેમની સાથે જ્ઞાનવાર્તા થઈ. મારાથી એ છૂટા પડયા ત્યારે તેમની આંખમાં અને ચાલમાં નવો જ ઉમંગ અને નવો જ ઉલ્લાસ હતો. ત્યારબાદ ધર્મપ્રવૃત્તિમાં તેમનું મન પણ સ્થિર થવા લાગ્યું. ઘરનાં બીજાં માણસોનાં મન પણ પ્રસન્ન રહેવા લાગ્યાં.

આત્મસખે! આ પ્રસંગ-ચિત્રણ દ્વારા મારે તને કહેવું છે તે આ છે: **જે સુખ આપણી પાસે નથી, એ સુખનો અભાવ એટલો તીવ્રતર ન બનવા દેવો જોઇએ જેથી** શૂન્યમનસ્ક બની જવાય! સુખના

**એ અભાવથી મનને અશાંતિની આગમાં બળવા દેવું ન જોઇએ. તેના કારણે માનસિક તાણથી ગુંગળાવું ન જોઇએ.**

તારા હાલ પણ કંઇક એવા જ છે ને? એક વ્યકિતના દુર્વ્યવહારથી તું તંગ આવી ગયો છે અને હેરાન-પરેશાન બની ગયો છે. પણ ભલા આદમી! જરા વિચાર તો કર. એ વ્યક્તિ સિવાય બીજા કેટલાંને તારા માટે પ્રેમ અને આદર છે? અનેકના સ્નેહ અને સદ્ભાવ તારા હૃદયને પ્રસન્ન નથી કરી શકતા અને એકાદ વ્યક્તિના દુર્વ્યવહારથી તું અશાંત છે! તેથી તું પરેશાન છે! પણ આ હેરાની-પરેશાની તેં જ ઊભી કરેલી છે. તારે તેમાંથી મુક્ત થવા પ્રયત્ન કરવો જોઇએ. 'કયાં સુધી આવી પરિસ્થિતિ સહન કરતો રહું?' આવો દુર્બળ વિચાર ન કરીશ. પરિસ્થિતિ કાયમ કદી નથી રહેતી. કાળ પાકે ત્યારે પરિસ્થિતિ બદલાય જ છે. પરેશાનીના વિચારોને છોડ. સંતોષ અને અનાસકિતનો સહારો લઈ મળેલા જીવનને સાત્ત્વિક આનંદથી જીવી લે!

યાદ રાખ, મુમુક્ષુ! અતૃપ્તિ અને આસકિત જ આપણા મનને વ્યગ્ર અને વ્યથિત બનાવે છે. શાંત અને સ્થિર ચિત્તે તું આ વિચારીશ તો જરૂર આ વાત તારા ભેજામાં ઊતરશે. એવું નથી કે અતૃપ્તિ અને આસક્તિથી છૂટકારો થાય જ નહિ, છૂટકારો થઈ શકે છે! એ માટે તેનાથી છૂટવાનો દૃઢ સંકલ્પ જોઇએ. અને તારા માટે આવો સંકલ્પ કંઈ મુશ્કેલ નથી. બહારના પ્રતિકૂળ સંયોગોથી છૂટકારો પામવાને બદલે અંદરની અતૃપ્તિ

અને આસક્તિથી છૂટકારો મેળવવો તે વધુ શ્રેયસ્કર છે. જેટલાં પણ આપણી પાસે સુખ છે તેમાં તૃપ્તિ માનવી અને તે સુખોમાં અનાસક્તિ રાખવી !

એક વાત ખાસ ધ્યાનમાં રાખજે કે અતૃપ્તિ–અસંતોષ જ નવાં નવાં સુખો પાછળ મનને ભટકાવે છે. અને આસક્તિ પ્રાપ્ત–સુખોનું ભાન ભુલાવી દે છે. આજનો માનવ બસ, આમાં જ ગૂંચવાઈ ગયો છે. આવો માણસ ધર્મક્રિયાઓ કરે તો પણ તે ધર્મક્રિયામાં નથી સ્થિર બની શકતો કે નથી ધર્મક્રિયાથી મળતી પ્રસન્નતા પામી શકતો. ધર્મક્રિયાઓ જ નહિ, બીજાં કામો પણ તે સ્થિરતાથી નથી કરી શકતો, અતૃપ્ત અને આસક્ત મનથી તે કંઈ ને કંઈ ભૂલ કરી જ બેસે છે.

રાવણનું પતન શાથી થયું ? તેના અંતઃપુરમાં એક એકથી ચડે તેવી હજારો રૂપાંગનાઓ હતી. છતાંય તેમનાથી તે તૃપ્ત ન હતો. સીતાજીનું અપહરણ કરી લંકા લઇ આવ્યો. સીતાજીના રૂપમાં તે એટલો બધો આસક્ત બની ગયો હતો કે નાના ભાઈ વિભીષણ તેમજ મંત્રીમંડળના સમજાવ્યા છતાં પણ સીતાજીને તે પાછી ન આપી શકયો. સીતાજીમાં આસક્ત બનવાથી રાવણ એટલો ચંચળચિત્ત બની ગયો હતો કે રાજ્યના વહીવટમાં પણ તેનું મન ચોંટતું ન હતું.

મારા આત્મીય ! એક વાત તું સાફ સાફ સમજી લે કે આ સંસારમાં તું અસહાય નથી. અસહાયતાના વિચારને ફગાવી દે. દફનાવી દે એ બિમાર વિચારને.

એક વ્યક્તિ તારી સાથે સારો વ્યવહાર ન કરે તેથી કયું આસમાન તારા પર તૂટી પડે છે? બીજા કેટલાય સારા માણસો તારા પ્રત્યે સ્નેહ અને સદ્‌ભાવ રાખે છે. એમનો તું વિચાર કર. એથી તું તૃપ્ત બનીશ. દિવ્ય દૃષ્ટિએ જોઈશ તો જણાશે કે અનંત સિદ્ધ પરમાત્માઓ તને પ્રતિપળ જોઈ રહ્યા છે! તું એમના તરફ તો તારી નજર માંડ! એ શુદ્ધ બુદ્ધ મુક્ત આત્માઓ નિરંતર આપણા તરફ જોઈ રહ્યા છે અને આપણને બોલાવી રહ્યા છે. કેટલા ઉત્તમ આત્માઓ છે એ સૌ!

માણસનો સ્વભાવ પણ કેવો વિચિત્ર છે! એક રાગી, દ્વેષી, અને અજ્ઞાની માણસ પોતાના તરફ નથી જોતો તો તેને દુઃખ થાય છે અને જે વીતરાગ સર્વજ્ઞ પરમાત્મા નિરંતર–સતત તેની તરફ જુએ છે, તેની નોંધ સુદ્ધાં લેવાની તેને ફુરસદ નથી! મોટા ભાગના લોકોને તો એ ખબર પણ નથી કે અનંત અનંત શુદ્ધ બુદ્ધ આત્માઓ આપણને પ્રતિપળ જોઈ રહ્યા છે!

મુમુક્ષુ! એ અનંત મુક્તાત્માઓ તરફ જોવાનો પ્રયત્ન કરજે, તેથી તને અનહદ આનંદ થશે. એ માટે તારે "ધ્યાન"માં ઊતરવું પડશે. થોડાક સમય માટે ઇન્દ્રિયોને બાહ્ય દુનિયામાંથી ખેંચીને મનને સમજાવીને આત્માની પાસે રાખવી પડશે. કલ્પનાના આલોકમાં સ્ફટિક રત્નની વિશાળ સિદ્ધશિલા તને ધ્યાનમાં દેખાશે. ત્યાં તને અનંત અનંત જ્યોતિનાં દર્શન થશે. એ જ્યોતિમાં પૂર્ણ ચૈતન્યનો આવિર્ભાવ નજરે પડશે. બસ, તેને તું

નિરખ્યા કરજે. કોઇ અલૌકિક અને અપૂર્વ આનંદ તને ઉપલબ્ધ થશે. અગમ અગોચર પ્રદેશમાં વિચરણ કરવાનો કેવો દિવ્ય આનંદ છે, તેનો તને સ્વયં અનુભવ થશે.

આ પ્રમાણે રોજ ૪–૫ મિનિટ ધ્યાન કરતો રહીશ તો તારા હૃદય પર તેની ઘેરી અસર પડશે. કેટલાંય પાપકર્મોનાં બંધન તૂટી જશે અને અનેક દિવ્ય આત્મગુણોનો વિકાસ થશે. તારા ચહેરા પર એવી દીપ્તિ પથરાશે કે હિંસક પશુ પણ તને પ્રેમ કરવા લાગશે. તારા હૈયામાંથી હિંસા ઓસરી જશે. ધ્યાનના પ્રભાવથી તારા હૈયે ન રહેશે દ્વેષ, ન રહેશે કોઈ વેરભાવ. તારી આંખોમાંથી સમતાનું નવનીત નીતરશે. તું પછી બીજાઓની દયા, કરુણાની ભીખ નહિ માગે...તું પોતે જ સંસારના જીવોને દયા અને કરુણાનું દાન આપીશ.

ગમે છે ને મારી વાત? કેમ ન ગમે? ગમવી જ જોઇએ. મારા માટે તને અતૂટ શ્રદ્ધા છે. દિવ્ય સમર્પણ ભાવ છે. એ શ્રદ્ધા અને સમર્પણ મારી એકએક વાત તારા હૈયા સુધી પહોંચાડે જ. પૂર્ણાનંદી આત્માઓની સાથે 'ધ્યાન'માં મિલન થવાથી તારો આત્મા પૂર્ણાનંદના મહાસાગરમાં તરવા લાગશે.

આ પત્ર પૂરો કરતો હતો ત્યાં જ એક વાત યાદ આવી ગઈ. તું મારી પાસે આવ્યો ત્યારે તેં એક વાત મને કહી હતી : 'મારું મન તમારી પાસે રહે છે અને

તન ઘરે. એથી મારા હૈયે શું વીતી છે, એ આપને કેવી રીતે સમજાવું? આથી કાં તો આપ મને આપની પાસે જ રાખો યા મને પરલોકની યાત્રા કરવા દો!'

કહ્યું હતું ને આવું? એ સમયે તું ઉત્કટ ભાવાવેશમાં હતો. તું શું બોલી રહ્યો હતો તેની તને સંપૂર્ણ સમજ ન હતી. સંભવ છે, તને આજે યાદ પણ નહિ હોય. પરંતુ ત્યારે તું તારા હૃદયથી બોલી રહ્યો હતો.

ભલા! હું તને મારી પાસે શા માટે ન બોલાવું? હું તો ઇચ્છું છું કે તું મારી પાસે જ રહે. મારા હૃદયમાં તારા પ્રત્યે પૂર્ણ સ્નેહ અને સદ્ભાવ છે. તારા આત્મવિકાસમાં હું પૂર્ણપણે સહાયક બની શકું તેમ છું. પરંતુ તું સુપેરે જાણે છે કે તું મારી પાસે જ રહે તો તેના શું પ્રત્યાઘાત પડે તેમ છે. તારી આસપાસના લોકો તેથી ઉગ્ર વિરોધ કરશે અને અર્થહીન હોબાળો કરશે. શું તું આ તોફાન માટે તૈયાર છે?

**રાગીઓને વિરાગનો માર્ગ પસંદ નથી! ભોગીને ત્યાગીનો પંથ નથી ગમતો!** તારી પૂરી તૈયારી હોય, સંભવિત વિરોધનો સફળ સામનો કરવા તારું દૃઢ મનોબળ હોય તો ગમે ત્યારે ચાલ્યો આવજે. હું તો આવાં તોફાનોથી, વિરોધોથી જરાય ડરતો નથી. રાગ–વિરાગ અને ભોગ–ત્યાગનું યુદ્ધ તો ચાલતું જ રહેવાનું!

અને હા, પરલોક–યાત્રાનો વિચાર વિચાર વિનાનો છે. તું ઊઠીને આવો કાયર વિચાર કરે છે? તું તારી

સહનશીલતાની પ્રતીતિ કરાવ. ઘરવાળાઓ સાથે થોડુંક સમાધાન કરી લેવું જોઇએ. એમ કરવાથી તેમનો વ્યવહાર નહિ જ બદલાય તો તે અંગે શું કરવું તે ફરીથી વિચારીશું. એની તું ચિંતા ન કર. મારો સાથ અને સહકાર તને મળશે જ. હમણાં તો ચાતુર્માસનો સમય છે. પાંચ મહિના અહીં ડભોઈમાં સ્થિરતા છે. અનુકૂળ સંજોગ મળે તો થોડા દિવસ માટે આવી જજે.

ચાતુર્માસ પહેલાં એક મહિનો વડોદરામાં રોકાયા. ૧૫ દિવસના જ્ઞાનસત્રનું ત્યાં આયોજન થયું હતું. ખૂબ જ આનંદ આવ્યો. યુવાનોમાં ધર્મતત્ત્વના વિષયમાં ઊંડી જિજ્ઞાસા જોઇ. સવારના ૭ વાગ્યે ૫૦૦ યુવક–યુવતીઓ હાજર થઈ જતાં. ખૂબ જ શાંતિથી તેઓ પ્રવચન સાંભળતાં. નોટમાં પણ ઉતારતાં. શાળ–કૉલેજોનું કોઈ દૂષણ ત્યાં જોવા ન મળ્યું. જપ અને ધ્યાનનો પ્રયોગ પણ એક દિવસ કરાવ્યો. સૌએ ઉત્સાહથી ભાગ લીધો. આ જ્ઞાનસત્રમાં ડૉક્ટર, વકીલ, એન્જિનીયર, ગ્રેજ્યુએટ આદિ મોટી સંખ્યામાં હતા.

મારા સહવર્તી મુનિવરોનું સ્વાસ્થ્ય સારું છે. દૈનિક કાર્યક્રમ સુચારુરૂપે ચાલી રહ્યો છે. તારા તન–મન આત્માની પ્રસન્નતા ચાહું છું.

ડભોઈ, —પ્રિયદર્શન

તા. ૨૦–૬–’૭૭

* આકાશમાં સૂર્ય પ્રકાશે છે. તું તારાં બારી-બારણાં ખુલ્લાં રાખીશ તો તારું મકાન પ્રકાશથી ભરાઈ જશે.
* તેં તારા હૃદયને પરમાત્મા સમક્ષ ખુલ્લું કરી દીધું છે તો વિશ્વાસ રાખજે કે તારા હૈયે પરમાત્માની કૃપા ઊતરશે જ.
* સમર્પિત આત્મા પરમાત્મા પ્રત્યે અભિમુખ બને છે. અભિમુખ આત્મામાં પરમાત્માની કૃપાનું અવતરણ થાય છે.
* ઝેરનો પ્યાલો પણ સહજતાથી ગટગટાવી જવાય એવું જીવન જીવવાની મઝા તો કોઈ ઓર જ છે.

## પત્ર | ૧૮

પ્રિય મુમુક્ષુ,

ધર્મલાભ !

કેવો શુભ યોગાનુયોગ ! તારો પત્ર મને ચોથી ઓગસ્ટના રોજ મળ્યો. આ દર વરસની ચોથી ઓગસ્ટનો દિવસ મારા જીવનનો યાદગાર દિવસ છે. કદાચ તને ખબર નહિ હોય. ખબર હશે તો તું ભૂલી ગયો હશે. ૪થી ઓગસ્ટ મારો જન્મદિવસ છે ! આ યાદગાર દિવસે જ તારો પત્ર મળ્યો તેથી જન્મ-દિવસનો આનંદ દ્વિગુણિત બન્યો.

આ પત્રમાં તું લખે છે : 'હવે મારે પરમાત્માની પૂર્ણ જ્ઞાનદૃષ્ટિમાં જ જીવન

જીવવું છે. એ પરમ કરુણાનિધાનના સહારે જ જિંદગી જીવવી છે.'

ખરેખર! તારો આ નિર્ણય ખૂબ જ ઉત્તમ અને ઉમદા છે, પરમાત્માને તેં તારું જીવન સમર્પણ કરી દીધું, તે માટે તને મારા અંતરના ય અંતરના અભિનંદન!

સમર્પણના દિવ્ય દીપકની જ્યોતિ છે સહજતા, સ્વાભાવિકતા. કોઈ તાણ નહિ, કોઇ દબાણ નહિ. સહજતાથી ખળખળ વહેતા ઝરણા જેવું જીવન. બસ એમ જ વહેતો રહે સતત, નિરંતર! માર્ગમાં ખડક આવે તો ખડક ઉપર થઇને વહેતો રહે! બસ, અસ્ખલિત ગતિએ તું તારી મંઝિલ ભણી વહેતો રહે.

પરમાત્માને જીવન સમર્પણ કરવાથી સહજતા આવે છે. પોતાનો અંગત કોઈ આગ્રહ નહિ. પોતાનો ખૂદનો કોઈ અધિકાર નહિ. કેટલી સહજતાથી સીતાજી શ્રીરામ સાથે વનવાસની વાટે ચાલી નીકળ્યાં હતાં! સીતાજીએ ત્યારે પોતાનો કોઈ જ અભિપ્રાય આપ્યો નહોતો કે– 'આપ વનમાં ન જાવ. આપ અયોધ્યામાં જ રહો. રાજ્યનો આપનો અધિકાર છોડશો નહિ.' હૈયું જ્યારે કોઇને સમર્પિત થઈ જાય છે ત્યારે ત્યાં નથી રહેતો કોઈ પોતાનો આગ્રહ કે અધિકાર. નથી હોતો કોઈ અભિપ્રાય કે આદેશ.

સમર્પણમાં અભિપ્રાય, આગ્રહ કે અધિકાર નથી રહેતાં તેમ તેમાં કોઈ ફરિયાદને સ્થાન નથી હોતું. સંપૂર્ણ સ્વીકાર કર્યો તો અસ્વીકારનો વળી અવાજ

કેવો ? ફરિયાદ અશાંતિની કૂખે જન્મે છે. સ્વીકારમાં તો અપૂર્વ શાન્તિના જ સૂર ગુંજતા હોય છે. સીતાજીએ વનવાસમાં શ્રીરામની સામે કૈકયીની વિરુદ્ધ કે દશરથ વિરુદ્ધ કોઈ ફરિયાદ નહોતી કરી. જંગલનાં દુઃખો માટે પણ કોઈ હુંકારો નહોતો કર્યો. દરેક પરિસ્થિતિનો સ્વીકાર ! દરેક સંજોગોનું હાર્દિક સ્વાગત ! આવી સહજતા સમર્પણ વિના આવી નથી શકતી. સમર્પણભાવ પ્રગટ થતાં જ સહજતા જન્મે છે અને સહજતા જ્યારે તેની આંખ ખોલે છે ત્યારે ફરિયાદો બધી રફુચક્કર થઈ જાય છે. તારા હૈયે પરમાત્મા પ્રત્યે આવો સમર્પણભાવ જાગ્યો હશે તો આવું સમત્વ તારા જીવનમાં પણ સહજસિદ્ધ બની જશે.

જ્યારે દરેક પરિસ્થિતિમાં સહજતા સિદ્ધ થઈ જાય છે ત્યારે દુઃખ સહન કરવાની શક્તિ પણ આપોઆપ મળી આવે છે. એવો માનવી કશી જ ફરિયાદ વિના આવી પડેલાં દુઃખોને સહજતાથી હસતાં હસતાં સહી લે છે. પરમાત્માને સમર્પિત થવાથી હવે તું અનુભવીશ કે પહેલાં જે દુઃખોથી તું બેચેન અને બેદિલ બની જતો હતો એ દુઃખો હવે તને બેચેન નહિ બનાવે તારા મનને તે બેદિલ નહિ કરી શકે. હા, બીજાઓનાં દુઃખો જોઇ તને જરૂર વેદના થશે. કરુણાભાવ તને બીજાઓનાં દુઃખે દુઃખી કરશે, અકળાવી પણ મૂકશે. પરંતુ તું તારાં પોતાનાં દુઃખોથી તો વ્યથિત કે વ્યગ્ર નહિ જ બને.

આ વાંચીને તને થશે કે 'સંસારમાં શું આવું જીવન સંભવિત છે?' હા, સંભવિત છે. સો ટકા આવું જીવન જીવવું શક્ય છે. સમર્પણભાવનો વિકાસ થતાં જ બધું આપોઆપ સંભવિત બની રહેશે. એ સંભવિત બનાવવા તારે કોઈ પ્રયત્ન પણ નહિ કરવો પડે. તેં મનથી સંકલ્પ કર્યો છે કે 'હવે મારે પરમાત્માના સહારે જ જીવન જીવવું છે, એ જીવાડે તેમ જીવવું છે અને આનંદ મેળવવો છે.'—તો સમજ કે તારા આંતરિક વિકાસનો એકડો લખાવો શરૂ થઈ ગયો છે. હવે તારે કશું કરવાનું નથી. હવે તો એ પરમશક્તિને જ તેનું કામ કરવા દે!

સમર્પિત આત્મા પરમાત્મા પ્રત્યે અભિમુખ બને છે. અભિમુખ આત્મામાં પરમાત્માની કૃપાનું અવતરણ થાય છે. પરમાત્માની કૃપા પણ ઘણું કામ કરે છે. તું એમને એમની રીતે કામ કરવા દેજે. આકાશમાં સૂર્ય પ્રકાશે છે. તું તારા મકાનનાં બારી-બારણાં ખૂલ્લાં રાખીશ તો સૂર્ય તારા મકાનને પ્રકાશથી ભરી દેશે. મકાન બંધ રાખીશ તો સૂર્યના પ્રકાશથી વંચિત જ રહેવાનો.

તેં તારા હૃદયને પરમાત્મા સમક્ષ ખૂલ્લું કરીને મૂક્યું છે, તો વિશ્વાસ રાખજે કે તારા હૈયે પરમાત્માની અસીમ કૃપા ઊતરશે જ ઊતરશે. અને એ કૃપા જ તારા જીવનને સંભાળશે, સાચવશે. એ દિવ્ય ચેતનાને તારા જીવનનું જે કરવું હોય તે કરવા દેજે. તું એના માર્ગમાં ભૂલથી ય આડો ન ઊતરીશ. તું તારે બસ એનો દિવ્ય ખેલ જોયા કરજે. એ ખેલનો આનંદ તું માણજે.

પરમાત્મા તને જે કોઈ પરિસ્થિતિમાં મૂકે તે પરિસ્થિતિને આત્માથી આલિંગજે. સહજતાથી તેમાં પસાર થજે. પરિવર્તનમાં નવી નવી પરિસ્થિતિઓ હંમેશ પેદા થતી જ રહે છે. તેથી તું ગભરાઈશ નહિ. તારા માટે એ અભિનવ અનુભવ સાબિત થશે. નવા પ્રદેશમાં જતાં હૈયે જેવો રોમાંચ થાય છે, જેવો અવ્યક્ત આનંદ થાય છે, તેવો જ અનોખો આનંદ અને રોમાંચ તને આ અનુભવથી લાધશે.

સાચે જ આત્મસખે! પરમાત્મ-સમર્પણનું તત્ત્વ જ ન્યારું છે. પરમાત્મપ્રીતિ અને પરમાત્મભક્તિથી ભરપૂર પરમાત્મપ્રેમી પરમાત્માના ચરણોમાં તન-મન અને આત્માથી સર્વાંશે સમર્પિત થઈ જાય છે.

પરમાત્માને જીવન સમર્પણ કરવા સહનશીલતા પણ સહજ બને છે. સહનશીલતા પછી સ્વભાવ બની જાય છે. સાથોસાથ ગંભીરતા અને ઉદારતા પણ આત્મસખીઓ બની રહે છે. વર્તમાન જીવનનાં તમામ કર્તવ્યોનું પાલન કરતાં પણ આ પ્રકારનું જીવન બની રહેશે. જીવનનાં તમામ કર્તવ્યોના પાલનમાં તારી સહજ-સ્વાભાવિક સહનશીલતા, ગંભીરતા અને ઉદારતા સોળે કળાએ પ્રકાશી રહેશે. સીતાજીની સહજ સહનશીલતા તેમના વનવાસમાં જોવા મળે છે તો તેમની સહજ-સ્વાભાવિક ગંભીરતા અને ઉદારતાનાં દર્શન આપણને લવ-કુશના ઉછેરમાં જોવા મળે છે. સીતાજી પોતાના પુત્રો લવ-કુશ સમક્ષ કયારેય પણ શ્રીરામ વિરુદ્ધ ફરિયાદ નથી કરતાં! પુત્રો સામે શ્રીરામ વિરુદ્ધ કંઈ પણ બોલવાનો વિચાર

તેમને આવે જ ક્યાંથી ? કારણ કે શ્રીરામને પોતાનું જીવન સમર્પણ કર્યું હતું. તેમના રોમેરોમમાં શ્રીરામ વણાઈ ગયા હતા. શ્રીરામમાં તેમણે પોતાનું સમગ્ર અસ્તિત્વ જ ઓગાળી નાંખ્યું હતું.

આથી જ શ્રીરામે સીતાજીને 'દિવ્ય' કરી અયોધ્યાની પ્રજાને તેમના સતીત્વની પ્રતીતિ કરાવવાનો નિર્ણય કર્યો ત્યારે પણ સીતાજીએ એ નિર્ણયને પ્રેમથી વધાવ્યો હતો. સ્વાભાવિકતાથી જ, કશી જ દલીલમાં ઊતર્યા વિના તેનો સ્વીકાર કર્યો હતો. તેમના અંતરાળમાં પણ એ વિચાર નહોતો ઉદ્ભવ્યો કે–'હવે શું સતીત્વની પરીક્ષા લેવા નીકળ્યા છો ? જંગલમાં દગો દઈને મારો ત્યાગ કર્યો ત્યારે પરીક્ષા લેવી હતી ને ?...' પણ ના, મનમાંય તેમને કશો જ વિચાર નથી આવ્યો. લપકારા લેતી સળગતી જ્વાળાઓમાં તેઓ હસતા ચહેરે કૂદી પડયાં. કોઈ જ ખચકાટ નહિ, કશો જ ભય નહિ, જીવનનો કોઇ જ મોહ નહિ. સંપૂર્ણ સમપર્ણ !

અને પ્રિય ! એટલું જ નહિ, આગનો ખાડો પાણીનું સરોવર બની ગયું. સતીત્વની પરીક્ષામાં સો ટચ શુદ્ધ સાબિત થયા. શ્રીરામે ક્ષમા માંગી તો કશું જ જૂનું યાદ કરાવ્યા વિના પટ્ દેતાં સહજતાથી ક્ષમા આપી દીધી અને સંસાર છોડીને ચાલી નીકળ્યાં સંયમ-યાત્રાએ ! પતિ, દિયર, પુત્ર આદિ કોઈ પ્રત્યે મમત્વ ન રાખ્યું. મમતાનાં બંધન પણ સહજતાથી તોડી નાખ્યાં !

મુમુક્ષુ ! આવી સહજતા, આવી સ્વાભાવિકતા જીવ-નમાં આવી જાય તો કામ થઈ જાય ! સ્વાભાવિક ગંભીરતા,

સ્વાભાવિક ઉદારતા. કોઈ જ કૃત્રિમતા નહિ. ન કોઈ દંભ, ન કોઈ ડોળ, કોઈ ભય નહિ, મૃત્યુનો ય ભય નહિ. કોઈનો મોહ નહિ, જીવનનો પણ મોહ નહિ. ઝેરનો પ્યાલો પણ સહજતાથી ગટગટાવી જવાય એવું જીવન જીવવાની મજા તો કોઈ ઓર જ છે.

તારા મનમાં જે અપૂર્વ પવિત્ર ભાવ જાગ્રત થયો છે એને સુદૃઢ, વધુ સુદૃઢ બનાવજે. પરમાત્મ-સમર્પણના તારા આ પવિત્રભાવને પ્રબુદ્ધ કરતો રહેજે. એ ભાવ મંદ ન પડે, એ ભાવ ઓસરી ન જાય તેનું સતત હરક્ષણ ધ્યાન રાખજે. ભાવો-સદ્ભાવનાઓને ટકાવવી અને વધારવી સરળ નથી. લાખો કરોડોની સંપત્તિ ટકાવવી, તેમાં વધારો કરવો સરળ, પરંતુ પવિત્ર ભાવનાઓને સુરક્ષિત રાખવી, તેમાં ઉત્તરોત્તર વધારો કરતા જવાનું સહેલું નથી. તને જે સમર્પણની અપૂર્વ ભાવના પ્રાપ્ત થઈ છે તેને ચિંતામણિ રત્નની જેમ અકબંધ સાચવી રાખજે. એ ભાવને સહેજ પણ ખંડિત થવા ન દઈશ.

આ માટે પરમાત્માના નામનું સતત રટણ, નિત્ય પરમાત્માનાં દર્શન, તેનું પૂજન અને તેના ગુણોનું કીર્તન કરતો રહેજે. આમ કરવાથી સમર્પણભાવને અનુરૂપ વાતાવરણનું નિર્માણ થશે. શુભ ભાવનાને જો અનુકૂળ વાતાવરણ મળી જાય તો તે ટકી રહે છે. વિશુદ્ધ પ્રતિકૂળ વાતાવરણમાં સામાન્ય માણસ શુભ ભાવનાઓને ટકાવી શકતો નથી. અને હા, પરમાત્મ-સમર્પણની માન્યતાનો વિરોધ કરનારાઓથી સો જોજન દૂર રહેજે. ભૂલથી પણ

તેમની સંગત–સોબત કરીશ તો તારો સમર્પણભાવ ખંડિત થઈ જતાં વાર નહિ લાગે.

બીજું, સમર્પણ ભાવને સુદૃઢ બનાવવા માટે પરમાત્માની જ વાતો કરજે. પરમાત્માની જ કથાઓ સાંભળજે. પરમાત્માના સંબંધી વાતો સાંભળવામાં તને જરૂર આનંદ આવશે. હા, પરમાત્માની કોઈ નિંદા કરે તો તેવા પ્રસંગે તેમના પર ગુસ્સે ન થઈશ. તેમના પ્રત્યે અસહિષ્ણુ ન બનીશ. ત્યારે તેમની દયા ચિંતવજે: "બિચારા! પરમાત્માની નિંદા કરી ઘોર પાપકર્મ બાંધી રહ્યા છે! એ કર્મો ઉદયમાં આવશે ત્યારે ન માલુમ તેમને કેટલાં દુઃખો ભોગવવાં પડશે!..." નિંદકની સાથે બાખડી ન પડતો. આટલી સાવધાની તું જરૂર રાખજે. તારો પરમાત્માને સમર્પિત થવાનો શુભ ભાવ તેથી વધુ ને વધુ ચડતો જશે.

નાની સરખી જિંદગીમાં, અનિશ્ચિત એવી આ જિંદગીમાં આટલી પણ ઉપલબ્ધિ થઈ જાય તો જીવન જીવ્યું સફળ બની જાય. પરલોકની યાત્રા પણ પ્રસન્નતાથી થાય. ફરી ફરીને તને કહું છું. પરમાત્માનો સાથ કદી ન છોડતો. જન્મોજન્મ તેમનાં ચરણોની સેવા મળે, તેવી સતત સર્વત્ર સદા પ્રાર્થના કરજે.

વિશેષ શું લખું? તારા આ નિર્ણયથી હું બેહદ ખુશ છું, બેહદ ખુશ. આ ખુશી આજ એકની એક વાત સિવાય બીજું કંઈ લખવા દે તેમ નથી.

બસ ત્યારે, તારો આ નવનિર્ણય તારા જીવનનું નવનિર્માણ કરનારો બની રહે, તેવી મંગળકામના સહ.

ડભોઈ, —પ્રિયદર્શન

તા. ૧૦–૮–'૭૭